

શ્રીમદ્ ગોસ્વામિ શ્રીદેવકીનંદનાચાર્યજી મહારાજ.

(કામવન)

જન્મ દિવસ [illegible] વદિ ૩

३२६.

॥ श्रीकृष्णाय नमः ॥

# स्वधर्मवर्धक अने संशय छेदक.

## ઈશ્વરે શાસ્ત્રની રચના શી રીતે કરી છે અને તે શાસ્ત્રને શી રીતે માનવું તે વિષયનો ભાગ પહેલો.

પુસ્તક ૪ થું.

તા. ૨૩ મી સપ્ટેમ્બર સને ૧૮૬૦ અને તા. ૩૦ મી સપ્ટેમ્બરના પત્રમાં સત્યપ્રકાશવાળાએ નીચે પ્રમાણે શ્રીજદુનાથજી મહારાજને પ્રશ્ન પુછેલા છઃ—

૧. પ્રશ્ન પહેલો. તમે લખો છો જે શાસ્ત્ર ઇશ્વરનું કરેલું છે, ત્યારે તમે ચાર વેદમાંથી એક યજુર્વેદ માન્યો છે. તે યજુર્વેદની શાખા ૧૦૧ છે તેમાંથી તમે એક આપસ્તંભ શાખા માની છે, બાકીને રદ કરી છે. જો શાસ્ત્ર ઇશ્વરકૃત હોય તો સર્વે વચન ઇશ્વરનાં માનવાં જોઇએ. એ રીતે પ્રશ્ન કરીને લોકોને બતાવ્યું છે, કે એ સર્વે શાસ્ત્રને માનતા નથી. અને લોકોને બતાવો છો કે અમે સર્વે શાસ્ત્રને માનીએ-છીએ ને લોકોના મનમાં પણ એ વાત ખરી ઉતરે એવી છે. કારણ કે હીંદુ લોકોમાં ઘણા માર્ગ ચાલે છે. તેથી કયા માર્ગની વાત ખરી છે, ને કયા માર્ગની વાત ખોટી છે, એ વાતનો પણ લોકોના મનમાં વ્હેમ છે. તેથી લોકોનું મન પોતાના માર્ગ ઉપરથી ઉઠી જાય છે. પણ લોકોની મોટી કસુર એ છે કે પોતાના ગુરૂને, સંદેહ પડે તે ઠેકાણે પુછતા નથી, જેથી તેઓના મનનો ખુલાસો થાય. અને પોતે સમજુપણાનું અભિમાન રાખીને મનમાંથી વિશ્વાસ ઉઠાડી દેછે અને તે વાત કોઇને પુછતા નથી. પણ જેણે શાસ્ત્ર ઉપરથી અને પોતાના ગુરૂ ઉપરથી વિશ્વાસ ઉઠાડ્યો તેનો વિશ્વાસ શ્રીભગવાનને પણ ભજવા ઉપર કદી બેસનાર નથી. તેનો અનુભવ લેવો હોય તો કુસંગીઓનું આચરણ જોવું. કારણ કે શાસ્ત્ર અને ગુરૂ એ બે વસ્તુથી શ્રીભગવાનનું સ્વરૂપ

નણયું જાય છે. તેમાં પણ શાસ્ત્ર છે અને તેને સમજાવનાર જો ગુરૂ મલતા નથી તો શાસ્ત્રમાં સમજણ કોઇને પડતી નથી. તેથી સર્વલોકો વ્હેમમાં અથડાયા કરે છે. તે સારૂ આ સંશય છેદક ચોપાનીયું કહાડયું છે. પણ એ ચોપાનીયું સર્વે વૈષ્ણવો લેતા નથી. કેટલાએક શરમને સારૂ નામ લખાવી ગયા પણ તે વૈષ્ણવોએ ફરી એ પુસ્તક લીધું નહી અને કેટલાએક વૈષ્ણવો પુસ્તક લેછે તે એકવાર ન્યુસ્પેપરની પેઠે વાંચીને મુકી દેછે. પણ તેને સમજીને મનમાં રાખતા નથી. એ પુસ્તકમાં જેટલી વાત લખવામાં આવે છે, તે ઘણીજ સમજવા લાયક અને ભક્તિમાર્ગી વૈષ્ણવોને ઉપયોગી છે. અને દુઃસંગને તોડવાનું હથિયાર છે. પણ દુઃસંગ દોષથી તથા કલિના દોષથી તેઓની બુદ્ધિ બગડી ગઇ છે. તેથી પુસ્તક વાંચવા ઉપરથી પ્રીતિ ઉઠી ગઇ છે. પણ અંતે કામ તો ભગવાન સાથે છે તેનો વિચાર કરતા નથી. અને આ દેહનો ભરૂંસો નથી. આ દેહમાં જેણે ભગવાનની ભક્તિ ન કરી તે જીવનું ઠેકાણું ફરી કોઇ જન્મમાં લાગતું નથી. એ રીતે સર્વ શાસ્ત્રમાં કહ્યું છે. કહેનાર કહી છુટે અને વહેનાર વહી છુટે એ કહેવત છે. પછી વૈષ્ણવોની નજરમાં આવે તેમ કરો.

૨. સત્યપ્રકાશવાળાનો પ્રશ્ન બીજો. વેદનાં અંગ જે (છ) શાસ્ત્ર છે તે સર્વે તમે માનેલાં નથી. તેજ રીતે પુરાણ અઢારમાંથી એક ભાગવત તમે માનેલું છે. તેમાં પણ જે સમાધિ ભાષા છે તેનેજ માનેલી છે. બીજાં ભાગવતનાં વચનને રદ કરેલાં છે.

૩. પ્રશ્ન ત્રીજો. સર્વે શાસ્ત્રને તમે માન્યા છે એવી સાબીતી તમારા ગ્રંથોથી તમે બતાવી આપશો ?

૪. પ્રશ્ન ચોથો. બીજા આચાર્યના કરેલા ભાષ્યને તમે કેમ માનતા નથી ? નવા ગ્રંથ જુદા જુદા તમે શા સારૂ કરેલા છે ? એ રીતે પ્રશ્ન ચાર તેણે કરેલા છે. તેના ખુલાસો આ પુસ્તક મધે કર્યો છે.

ગીતાના બીજા અધ્યાયના શ્લોક ૪૫ માં શ્રીભગવાને અર્જુનને કહ્યું છેઃ-

त्रैगुण्य विषयावेदाः निस्त्रैगुण्योभवार्जुन ॥ १ ॥

અર્થઃ- હે અર્જુન ! વેદનાં કર્મ છે તે ત્રણ ગુણના ફલને આપનારાં

છે. માટે તે ફલની ઇચ્છા તું રાખીશ નહી. તું તો એક નિર્ગુણ ફલની ઇચ્છા રાખ અને નિર્ગુણ થા. તે નિર્ગુણ થવાનો ઉપાય ભગવાને ગીતાના ચૌદમા અધ્યાયના શ્લોક ૨૬ માં અર્જુનને કહેલો છે.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेव्यते ।

स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयायकल्पते ॥ २ ॥

અર્થઃ—અનન્ય ભક્તિથી જે પુરૂષ મારૂં સેવન કરે છે તે જીવ નિર્ગુણ થાય છે અને બ્રહ્મરૂપ થઇને મને પામે છે. એ રીતે નિર્ગુણ થવાનો ઉપાય પોતાનું સેવન બતાવ્યું. અને એ વગર બીજાં વેદનાં કર્મને સાત્વિક, રાજસ, તામસ, એ ત્રણ ગુણસહિત બતાવ્યાં. એ રીતે વેદના ચાર પ્રકારના ભેદ બતાવેલા છે. અને વેદના અર્થ પુરાણમાં તથા સ્મૃતિમાં બતાવેલાં છે. અને વેદનો અર્થ પુરાણમાં તથા સ્મૃતિઓમાં છે. માટે વેદ, સ્મૃતિઓ તથા પુરાણ એ સર્વ ચાર ચાર પ્રકારના છે. તે વાત પદ્મપુરાણના સત્તરમા ખંડના ચોવીસમા અધ્યાયમાં શિવજીએ પાર્વતીજીને કહ્યું છે તે શ્લોકઃ—

मात्स्यंकौर्मंतथालिंगं सैवस्कांदंतथैवच ।

आग्नेयंचषडेतानि तामसानिनिबोधमे ॥ १ ॥

અર્થઃ—મચ્છપુરાણ, કૂર્મપુરાણ, લીંગપુરાણ, શિવપુરાણ, સ્કંદપુરાણ, આગ્નપુરાણ, એ (૬) પુરાણ તામસ ગુણના જાણવા.

वैष्णवंनारदीयंच तथाभागवतंशुभं ।

गारूडंचतथापाद्मं वाराहंशुभदर्शनं ॥ २ ॥

सात्विकानिपुराणानि विज्ञेयानिशुभानिवै ॥३॥

અર્થઃ—વિષ્ણુપુરાણ, નારદપુરાણ, ભાગવતપુરાણ, ગરૂડપુરાણ, પદ્મપુરાણ, વારાહપુરાણ, એ (૬) પુરાણ સાત્વિક ગુણના વર્ણનના જાણવા.

ब्रह्मांडंब्रह्मवैवर्तं मार्कंडेयंतथैवच ।

भविष्यंवामनंब्राम्ह्यं राजसानिनिबोधमे ॥४॥

तथैवस्मृतयःप्रोक्ता ऋषिभिःत्रिगुणात्मिका ।

માર્કંડેયપુરાણ, બ્રહ્માંડપુરાણ બ્રહ્મવૈવર્તપુરાણ, ભવિષ્યપુરાણ, વામન પુરાણ, બ્રહ્મપુરાણ, એ (૭) પુરાણ રાજસ ગુણનાં જાણવાં. એજ રીતે સર્વે સ્મૃતિઓ પણ ત્રણ ગુણવાળી છે. અને તે સ્મૃતિઓના કહેનાર ઋષિઓ પણ ત્રણગુણ સહિત છે હવે એ પુરાણોથી ફળ પ્રાપ્તિ કહે છે.

सात्विकाःमोक्षदाःप्रोक्ताः राजसाःस्वर्गदाशुभाः ।

तथैवतामसादेवा निरयःप्रामिहतेव ।

અર્થઃ-(૭) સાત્વિકપુરાણમાં જે સાધન કહેલા છે તે સાધનથી જીવને મોક્ષ થાય છે. એ સાત્વિક પુરાણોની માંહે નિર્ગુણ સાધન શ્રી-ભગવાને કહેલું છે. માટે નિર્ગુણને અહીંયાં જુદું ગણાવેલું નથી. અને રાજસીગુણનાં (૭) પુરાણ છે. તેથી જીવોને સ્વર્ગાદિક સ્થાનોની પ્રાપ્ત થાય છે અને (૭) પુરાણ જે તામસી છે તેના સાધનથી જીવોને પાતાલાદિક નીચેના લોકની પ્રાપ્ત તથા તે લોક અધર્મ કરે તો તેને નર્કની પ્રાપ્ત થાય છે એ રીતે અઢાર પુરાણ તથા સ્મૃતિઓનું ફલ કહ્યું છે. એ રીતે એક એક પુરાણમાં પણ ત્રણ ત્રણ ગુણના સાધનનું વર્ણન કરેલું છે માટે એક એક પુરાણના વચનમાં પણ ત્રણ ત્રણ ભેદ છે જેમ શિવપુરાણ તામસી છે પણ તેમાં ભગવાનની ભકિતને અધિકતા કહેલી છે માટે તેમાં પણ સાત્વિક સાધન છે. પણ તામસગુણનાં સાધન વિશેષ કહેલાં છે, માટે તે પુરાણ તામસ ગુણનું કહેવાય છે. તેમ ભાગવત સાત્વિકપુરાણ કહ્યું છે, પણ એમાંપણ ત્રણગુણના સાધનનું વર્ણન છે. પણ ભગવાનની ભક્તિ વિશેષે કરીને કહી છે. તેથી એ પુરાણ સાત્વિક કહેવાય છે. અને સમાધિ ભાષામાં સાત્વિક સાધનનુ વર્ણન છે. માટે સમાધ ભાષાને વીશેષતા કહી છે. ભગવાનના ભંડારમાં સર્વે વસ્તુ છે. પણ જે વસ્તુનો જેને ખપ હોય તે વસ્તુ તે લે છે. તેમ શાસ્ત્ર સર્વે તરેહના ફલનો ભંડાર છે. જેની મરજી જે સ્થાનમાં જવાની હોય તેણે શાસ્ત્ર માંહેથી તે સ્થાનમાં જવાનુ સાધન પકડી લેવું. સર્વ જીવની સર્વે ઇચ્છા પૂર્ણ કરવા સારૂ ભગવાને શાસ્ત્ર ચાર પ્રકારનાં રચ્યાં છે. તેથી શાસ્ત્રમાં જેટલાં વચન કહેલાં છે તે ખરાં છે. પણ તે સર્વે વચન જુદા જુદા માર્ગનું ફલ પામવા સારૂ કહેલાં છે તે પ્રમાણે માનવા અને તે પ્રમાણે ચાલવું એવું ભગવાને કહ્યું છે. એ રીતે અમે વેદ, સ્મૃતિ, (૭)

શાસ્ત્ર, અઢાર પુરાણનાં સર્વે વચન માનીએ છીએ. કોઇ વચનને ખોટું જાણતા નથી. એ ઉપરાંત સત્ય પ્રકાશવાળો શાસ્ત્રને શી રીતે માનવાનું બતાવે છે તેની અમને સમજ પડતી નથી. તેથી તે પોતાનો મત લખી જણાવશે તો અમે તેનો ખુલાસો કરીશું. પાંચ આચાર્યોમાં શંકરાચાર્યે કૈલાશમાં જવાનો માર્ગ પકડેલો છે. અને રામાનુજ તથા માધવાચાર્યે તથા નીંબારકાચાર્યે શ્રીરામચંદ્રજી તથા નરસિંહજી તથા નારાયણ એ હરિના અંશાવતારની ઉપાસનાનો માર્ગ પોતાની સંપ્રદાયમાં ચલાવ્યો છે તેથી તેણે વિષ્ણુના વૈકુંઠમાં જવાનો માર્ગ પકડેલો છે અને શ્રીવલ્લભાચાર્યે પૂર્ણ બ્રહ્મના સેવન ભજનનો નિર્ગુણ માર્ગ પકડેલો છે માટે એ સર્વેના ગ્રંથ જુદા જુદા છે તેથી શ્રીવલ્લભાચાર્યે ભગવાનના કહ્યા પ્રમાણે નિર્ગુણ માર્ગના ગ્રંથ જુદા કરેલા છે પણ તે સર્વે ગ્રંથ શાસ્ત્રના સંમતિ સુધાં કરેલા છે શાસ્ત્રને મુકીને એક વચન તથા એક શબ્દ પણ કહેલો નથી, અને નહાના ગ્રંથ જુદા જુદા પોતાના વૈષ્ણવો જે શાસ્ત્ર ભણેલા નથી તેને શાસ્ત્રનો સારાંશ થોડામાં સમજવા સારૂ શાસ્ત્રની એકેક વાત તેમાં કહી બતાવી છે એ સર્વે ગ્રંથોની ટીકા ચોપાનીઆ- ઓમાં લખાશે ત્યારે સર્વેને એ વાતની ખાતર નીશા થશે. અને સત્ય પ્રકાશવાળો કહે છે જે વલ્લભીય માર્ગના ગ્રંથો મંદીરમાં છુપાવી મૂકેલા છે. તે એટલા સારૂ જે બ્રાહ્મણો તેની સામે થાય પણ એ વાત બીલકુલ તેણે ખોટી બતાવી છે. કારણ કે એ ગ્રંથો ભાષામાં કરેલા સર્વે વૈષ્ણવોના ઘરમાં છે પણ તે વૈષ્ણવો અન્ય માર્ગી લોકોને એટલા સારૂ આપતા નથી કે તે ભગવાનના ભકત નથી અને ભકિત માર્ગની નિંદા કરે છે. એવા અભક્તને ભગવાનના યશના પુસ્તકો આપવાની ભગવાને ગીતાના અઢારમા અધ્યાયમાં તથા ભાગવત એકાદશ સ્કંધના છેલ્લા અધ્યાયમાં ઉદ્ધવજીને ના કહેલી છે. જે પુરૂષ મારૂં સેવન ન કરતો હોય અને મારો અભકત હોય મારા ભકતની નિંદા કરતો હોય તેને આ જ્ઞાન આપવું નહી. તેથી ભગવાનની આજ્ઞાથી તે વૈષ્ણવો નથી આપતા પણ હવે તો એ ગ્રંથો અમે મેદાનમાં મુકેલા છે. જેના નશીબમાં હશે તે એનો સાર સમજશે.

વળી સત્યપ્રકાશવાળાએ પ્રશ્ન કર્યો છે. જે તમે સર્વે શાસ્ત્રને માનેલાં

છે એ બાત મત તમારા ગ્રંથથી સાબીત કરી આપશો? તેનો ઉત્તર નીચે પ્રમાણે જાણવોઃ—

નિબંધ શાસ્ત્રાર્થ પ્રકરણમાં શ્રીવલ્લભાચાર્યે કહ્યું છે ॥ તે શ્લોકો ॥

वेदाःश्रीकृष्णवाक्यानि व्याससूत्राणिचैवहि ।
समाधिभाषाव्यासस्य प्रमाणंतच्चतुष्टयं ॥ १ ॥
उत्तरंपूर्वसंदेह वारकंपरिकीर्तितं ।
अविरुद्धंतुयत्वस्य प्रमाणंतच्चनान्यथा ॥ २ ॥
एतद्विरुद्धंयत्सर्वं नतन्मान्यंकथंचनः ॥ ३ ॥
अथवासरूपत्वात् नामलीलाविभेदत ।
विरुद्धांसपरित्यागात् प्रमाणंसर्वमेवहि ॥ ४ ॥
मिथ्याप्रलोभनंवेद नक्कचित्कर्हिचिद्बुधैः ।
तथैवकर्माविज्ञानं धर्मस्तेनैवनान्यथा ॥ ५ ॥
पुराणवेदवत्पूर्वं सिद्धंसर्वोपयोगितत् ।
तदज्ञानेसर्वमोहां तेनतत्तहृदयंस्मृतं ॥ ६ ॥

અર્થઃ—ચારે વેદનાં વચન તથા ગીતાજીનાં સર્વે વચન તથા વ્યાસસૂત્રનાં સર્વે વચન અને ભાગવતની સમાધિ ભાષાનાં સર્વે વચન માનવાં એ શાસ્ત્રમાં કેવલ વેદનોજ અર્થ કહેલો છે. એ ચારે શાસ્ત્ર ઉત્તરોતર વેદના સંદેહને દૂર કરે છે. જે વેદના વચનમાં સંદેહ પડે તે સારૂ વ્યાસજીએ વેદનો અર્થ સૂત્રમાં કહ્યો છે તેથી સૂત્રમાં તે વેદનો અર્થ જોવો. અને સૂત્રથી સંદેહ ન જાય તો ગીતાજીમાં જોવું. અને ગીતાથી સંદેહ દૂર ન થાય તો ભાગવતમાં તે વેદનો અર્થ જોવો. એ રીતે વેદના વચનનો અર્થ એ ચાર શાસ્ત્ર સાથે મેળવીને કરવો. એ ચાર શાસ્ત્ર સાથે જે સિદ્ધાંત મલતો ન આવે તે સિદ્ધાંત વેદ બહાર છે માટે તે સિદ્ધાંતને માનવો નહી અથવા નામ રૂપે કરીને સર્વ દેવતા રૂપ અંશે કરીને એક હરિજ થયા છે. માટે સગુણનિર્ગુણ લીલા ભેદે કરીને તેમાંથી વિરૂદ્ધાંશનો ત્યાગ

કરીને સર્વે શાસ્ત્ર માનવા. વિરૂદ્ધાંશ એટલે સગુણની વાતને નિર્ગુણ જાણવી નહી. સગુણને સગુણ જાણવું. અને નિર્ગુણને નિર્ગુણ જાણવુ જો એમ ન જાણે તો તે જીવ નિર્ગુણ ન થાય અને તે જીવ જ્યારે નિર્ગુણ ન થાય ત્યારે તેને મોક્ષ પણ ન થાય તે સારૂ જે રીતે શાસ્ત્રમાં સગુણ નિર્ગુણના ભેદ કહેલા છે તેજ રીતે શાસ્ત્રને માનવું. જેમ ભગવાને ઉપર પ્રમાણે કહ્યું છે તેમજ માનવું એનું નામ વિરૂદ્ધાંશનો ત્યાગ કહેવાય છે. વેદને વિશે કોઇ ઠેકાણે પણ અસત્ય વાર્તા કહી નથી વેદનાં જેટલાં વચન છે તે સત્ય છે. વેદ થકીજ સર્વે કર્મનું તથા ધર્મનુ જ્ઞાન થાય છે. અને અઢાર પુરાણની કથા પણ બ્રહ્માએ ઋષિઓને કહી છે. માટે એ કથા પણ અનાદિથી ચાલી આવે છે. પુરાણોમાં હરિની કલ્પ કલ્પની લીલા જુદી જુદી કહી છે. માટે પુરાણો હરિની સર્વે લીલા જાણવાને ઉપયોગી છે. પુરાણો વગર હરિની લીલા બરાબર જણાતી નથી માટે પુરાણોને ભગવાનનું હૃદય કરીને જાણવા. ભગવાનના હૃદયની વાર્તા પુરાણોથીજ જણાય છે માટે પુરાણોને હૃદય કહ્યાં છે. એ રીતે વેદ પુરાણ સર્વેનાં વચન શ્રીઠાકુરજીના કહ્યા પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ માનેલાં છે. અને સત્યપ્રકાશવાળો લખે છે કે એમના વડીલોએ વેદ પુરાણના વચનને માનવાની ના કહી છે. એ રીતે લોકોને જુઠું બતાવે છે એ શ્રીમહાપ્રભુજીના ગ્રંથો ઉપરથી સાફ માલમ પડી આવે છે.

વળી એણે પહેલાજ પ્રશ્નમાં કહ્યું છે કે તમે ચાર વેદમાં યજુર્વેદને માન્યો છે. અને તે યજુર્વેદની ૧૦૧ શાખા તેમાંથી એક આપસ્તંભ શાખા માની છે. બીજી રદ કરી છે. એ રીતે લખ્યું છે. પણ એ વાત ગળત છે. સર્વ વેદને સર્વે શાખા માનેલી છે પણ એકેક વેદ તો એકેક ઋષિને સોંપેલો છે. તેનું કારણ દ્વાદશ સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં લખેલું છે કે કલિયુગમાં બ્રાહ્મણો ચારે વેદ ભણી નહી શકે અને વેદની સર્વ શાખાઓનું કર્મ શી રીતે કરવું તેનં પણ સમજી નહી શકે તે સારૂ વ્યાસજીએ એકેક વેદ અને એકેક શાખાનું કર્મ એકેક ઋષિને ભણાવ્યું. ને તે શાખાના બ્રાહ્મણો આજે જુદા જુદા કહેવાય છે પણ તે સર્વે બ્રાહ્મણો સર્વ વેદને માને છે. જો વ્યાસજીએ એ રીતે વેદ સર્વને વહેંચી ન આપ્યા હોત તો કલિયુગમાં વેદની સ્થિતિ તથા વેદની

એકેક શાખાનું કર્મ શી રીતે કરવુ એ અલોપ થઇ જાત માટે વ્યાસજીએ એ કર્યું છે. એ કારણ સમજવુ અમાં કાંઇ પ્રશ્ન કરવા સરખુ છે નહીં. એ વાત બીજા પંડિતાને પુછી હોત તો તે પણ બતાવી આપત અને એ વાત સારી પેઠે સમજવા હોય તો શ્રીમદ્ભાગવતના દ્વાદશ સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં જોવાં એ રીતે શાસ્ત્રના રચના તથા શાસ્ત્ર માનવાની બાબતનો ભાગ પહેલો સંપૂર્ણ.

## પુનર્વિવાહ બાબતનો ભાગ બીજો.

તા. ૮ મી ઑકટોબર સને ૧૮૬૦ ને રોજે મુંબઇ મધે કોટના ટાઉનહૉલમાં વિધવાને નાતરૂં કરાવવા સારૂ સુધારાવાળાની સભા ભરાઇ હતી. તેમાં મુખ્યનાં ખુરશી ઉપર ડાકટર ભાઉ દાજી બેઠા હતા. તે સમે નર્મદાશંકર લાલશંકરે વિધવાના વિલાપ ગાયા. અને પુનર્વિવાહની બાબતમાં શાસ્ત્રના શ્લોક કહીને તેનો અર્થ વાંચી સભળાવ્યો હતો કે શાસ્ત્રમાં પુનર્વિવાહ વિધવાને કરવાના રજા આપી છે પણ હમણાના બ્રાહ્મણો પોતાની હઠથી એ કામ કરવા દેતા નથી. તે વાતને ભાઉ દાજીએ ટેકો આપ્યો ને કહ્યું " શંકરાચાર્ય, રામાનુજ, માધવાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, નીમ્બાર્ક, એ પાંચે સંપ્રદાય શાસ્ત્રથી વિરૂદ્ધ પોતાની મતલબ પ્રમાણે ચાલે છે. માટે તમે એ મતવાદીઓનો મત મુકીદઇને શુદ્ધ વેદમાર્ગે ચાલો એ રીતે સૌને ભલામણ કરીને તે સભા બરખાસ્ત થઇ એ રીતે સત્યપ્રકાશ તથા ચાબુકના પત્રમાં લખ્યું છે અને તે પત્રમાં શ્લોક લખીને તેના અર્થ સુધાર વાળા લોકોએ લખીને બતાવેલ છે અને વિધવાઓએ નાતરૂં કરવું એવો તે શ્લોકનો અર્થ કરેલો છે. પણ તે શ્લોકના અર્થ જોતાં સાફ માલમ પડે છે કે તેમાં નાતરૂં કરવાની વાત કાંઇ કહીજ નથી એજ શ્લોકોનો વિચાર પુનામાં ફરશરામ ભાઉના વખતમાં થયો હતો તથા કાશીમાં પંડિતોના સભા ભરાઇ હતી તેણે પણ ગ્રંથ છપાવીને એ શ્લોકનો વિચાર કરી લખેલુ છે કે નાતરૂં નહી કરવું. સુરતમાં પણ એ બાબત થોડા વર્ષ ઉપર પંડિતોની સભા

થઇ હતી તેણે પણ નાતરૂં કરવાની ના કહી છે. એ રીતે સર્વ દેશના પંડિતોએ શાસ્ત્રથી વિચાર કરેલો છે. તે સર્વેને ખોટા પાડી સુધારાવાળા પોતાનો કરેલો અર્થ સાચો ફરીને બતાવે છે. પણ એજ શ્લોકોનો અર્થ અમે કરીને બતાવીયે છીએ. તે વાંચવાથી સર્વે લોકોની ખાતરી થઇ જશે, જે સુધારાવાળા લોકોને શાસ્ત્રથી ઉલટું બતાવે છે. એ બાબતની અમારે કાંઇ લખવાની જરૂર ન હતી; પણ સુધારાવાળાએ અમારી સાથે એ વિષેમાં તકરાર કરીને ઉત્તર માંગેલો છે. માટે અમારે લખવું પડે છે. સુધારાવાળાએ છપાવેલો શ્લોક પહેલો કાત્યાયન ઋષિનું વચનઃ—

वरोयदन्यजातीयः पतितःक्लीबएववा ।
विकर्मस्थसगोत्रोवा दासोदीर्घामयोपिवा ॥१॥
ऊढापिदेयामान्यस्मै सहावरणभूषणा ।

અર્થઃ—સુધારાવાળાએ લખ્યો તે કહીએ છીએ. કન્યા પરણ્યા પછી માલમ પડે કે વર બીજી જાતનો છે; અથવા પાપી, નપુંસક, અકર્મી, એક ગોત્રનો, અથવા ચાકર, મહારોગી હોય તો, પરણાવેલી કન્યા લુગડાં ઘરેણાં સહીત બીજા વરને આપવી. એ રીતે એ શ્લોકનો અર્થ લખીને એ શ્લોકના સારાંશમાં તેમણે લખ્યું છે જે, આ શ્લોકમાં વર જીવતા છતાં બીજાને કન્યા આપવાનુ કહ્યું છે. ત્યારે વર મરી ગયા પ[illegible] તે કન્યા બીજા વરને કેમ ન પરણે? એજ મતલબનાં વસિષ્ટ ઋષિનાં વચન લખ્યાં છે. તે શ્લોકઃ—

कुलशीलवि[illegible]नस्य पश्चाद्धिपतितस्यच ॥
अपस्मारीविधर्मस्य रोगिणांवेषधारिणां ॥१॥
[illegible]त्तामपिहरेत्कन्यां सगोत्रोढांतथैवच ॥

અર્થ—સુધારાવાળાએ લખ્યું છે જે વર અધમ કુળનો હોય, નઠારા સ્વભાવનો હોય, પાપી હોય, ફેફરાના રોગવાળો હોય, અધર્મી હોય, મહારોગી હોય, વેષધારી, એક ગોત્રનો હોય તો પરણાવેલી કન્યા પાછી લેઇને બીજાને પરણાવવી. ત્રીજો શ્લોક કાત્યાયન ઋષિનોઃ—

वरांयत्वा[illegible]यः कश्चित् प्रणश्येत्[illegible]रुषायदा ।
न त्वागमांस्त्रीनतीत्य कन्यान्यंवरयेद्वरं ॥ ३ ॥

અર્થઃ–સુધારાવાળા લોકોએ લખ્યું છે કે, વર ગુજરી જાય ત્યાર પછી જ્યાંસુધી ત્રણવાર અટકાવ આવે, ત્યાં સુધી રહીને, પછી તે કન્યા એ બીજા વરને પરણવું. ચોથું નારદનું વચન લખ્યું છેઃ–

उद्धा[illegible]तापिसाकन्या नयेतसंप्राप्तमैथुना ।
पुनः संस्कारमर्हेत यथाकन्यातथैवसा ॥ ४ ॥

અર્થઃ–સુધારાવાળાએ કર્યો છે કે, પરણાવેલી કન્યા હોય ને તેને વરની સાથે સંગ ન થયો હોય તો તે ફરીથી પરણવા જોગ છે. જેવી કન્યા તેવીજ તેને જાણવી. પાંચમો શ્લોક પારાશર ઋષિનું વચન લખ્યું છે તે શ્લોકઃ–

नष्टेमृतेप्रव्रजिते क्लीबेचपतितेपतौ ।
पंचस्वापत्[illegible]नारीणां पतिरन्योविधीयते ॥ ५ ॥

અર્થઃ–સુધારાવાળાએ લખ્યો છે કે પતિનો શોધ ન લાગતો હોય, પતિ મરી ગયો હોય, સન્યાસી થઇ ગયો હોય, નપુંસક હોય, પાપી હોય એ પાંચ આફત બૈરીને માથે આવી પડે તો તે બૈરીએ બીજો પતિ કરવો. એ રીતે પાંચ શ્લોકનો અર્થ સુધારાવાળાએ ઉપર પ્રમાણે કરેલો છે. તે બિલકુલ ખોટો છે. હવે તે અમે નીચે બતાવી આપીએ છીએ. તે જોતાંજ સર્વેની આંખ ઉઘડી જશે. જે સુધારાવાળા લોક સર્વલોકોને જુડા શાસ્ત્રના અર્થ કરીને ભમાવે છે. હવે શ્લોક પહેલા તથા બીજા શ્લોકનો મતલબ એકજ છે. પહેલા શ્લોકમાં કાત્યાયન ઋષિનું વચન છે અને બીજા શ્લોકમાં વસિષ્ટ ઋષિનું વચન છે. તેમાં સુધારાવાળા લોકોએ લખ્યું છે જે, કન્યા પરણ્યા પછી વરમાં દોષ માલમ પડે, તો તે કન્યા વર જીવતે છતે બીજાને પરણાવવી. એ રીતે લખ્યું છે. હવે જુવો કે આ વસિષ્ટનું સાફ બીજું વચનઃ–

पाणिग्राहेमृतेबाला केवलंमंत्रसंस्कृताः ।
साचेदक्षतयोनिस्यात् पुनःसंस्कारमर्हति ॥

અર્થઃ—કન્યાનો, વર સાથે હાથેવાળો મલી ચુકયો છે, પણ કેવળ મંત્રથીજ સંસ્કાર થયો છે, તેના બાપે કન્યાદાન આપ્યું નથી ને સપ્ત પદીના મંગલફેરા કન્યા ફરી નથી, એટલામાં તેનો વર કોઇ રોગથી મરી જાય, ને તે વરે તે કન્યાનો સંગ કર્યો ન હોય, તો તે કન્યા ફરી પરણવા જોગ છે. પણ સપ્તપદી પછી તે કન્યા પરણવા જોગ નથી. એ રીતે વસિષ્ઠ ઋષિએ કહ્યું છે. ને સુધારાવાળા લોકો શ્લોક બીજામાં વસિષ્ટ ઋષિના વચનનો અર્થ એ રીતે લખે છે જે, વસિષ્ટ ઋષિએ એ રીતે કહ્યું છે કે કન્યા પરણ્યા પછી વરમાં દોષ માલમ પડે, અથવા મરી જાય તો તે કન્યા બીજાને પરણાવવી. એ રીતે લખ્યું છે ત્યારેતો, વસિષ્ટ ઋષિના બોલવામાં બે વાત આવી. એક ઠેકાણે હા ને બીજે ઠેકાણે ના એ રીતે કોઇ મૂર્ખ ગ્રંથનો કરનાર પણ લખે નહી. માટે તે શ્લોકનો અર્થ પણ આ શ્લોક પ્રમાણે છે. આ શ્લોકથી તે શ્લોકની સફાઇ વસિષ્ઠ ઋષિએ કરી છે. કદાચ કોઇ એમ કહેશે જે તેમાં ઉઢાપદ છે તે પરણેલી કન્યાનું વાચક છે; અને લુગડાં ઘરેણાં સુદ્ધાં કહી છે. માટે પરણેલીને ફરી પરણાવવાનું કહ્યું છે. એ રીતે જો કોઇ કહેશે તો તેનો ઉત્તર જે,હાથેવાલો મલી ચુકયો ને વર કન્યાને માયરામાં પધરાવ્યાં; તે સમે કન્યાને લુગડાં ઘરેણાં પહેરેલાં હોય છે. એટલામાં વરને કોગળીયું આવ્યું ને મરી ગયો; પણ સપ્તપદી એટલે મંગલફેરા ન ફર્યા હોય તો, તે કન્યા બીજા વરને પરણાવવી વસિષ્ટ ઋષિએ કહી છે. આ ઉપલા શ્લોકમાં તેજ રીતે તે શ્લોકનો અર્થ સમજવો. (ઉઢા)પદનો અર્થ પ્રાપ્ત થવું. એટલે વરવું એટલોજ તે ઠેકાણે છે. કેમ જે (વહ) શબ્દની આગળ ક્ત પ્રત્યય થયો છે; તેથી ઉઢ શબ્દ વ્યાકરણની રીતથી થાય. (વહ) ધાતુનો અર્થ પ્રાપ્ત થવું એટલોજ છે. ન ક્ત પ્રત્યય તેના પૂર્વ સંસ્કારને જતાવે છે. પાછળના સંસ્કારને જતાવતું નથી. કન્યાને પૂર્વ સંસ્કાર હાથેવાલાના સપ્તપદી પહેલાનાજે થયા છે તે બતાવે છે. સપ્ત પદી થઇ એટલે સંપૂર્ણ તે કન્યાનો સંસ્કાર થઇ ચુકયો છે. તેને ક્ત પ્રત્યય બતાવતો નથી. માટે (ઉઢા) એટલે વરેલી કન્યા પરણેલી નહી એવો અર્થ (ઉઢા) પદનો અહીંયાં થયેલો છે. તે વાત પંડિતો હોય તે સમજે. એટલાજ સારૂ શ્રીમહારાજે સુધારાવાળાને કહ્યું જે, તમારી

તરફથી ભણેલો શાસ્ત્રી તેડી લાવો. તે ઉપર સુધારાવાળા લોકોએ ટીકા કરીને લોકોને બતાવ્યું જે એમ કહીને મહારાજ છટકી જવા માગે છે. પણ શાસ્ત્રની વાતમાં જે શાસ્ત્ર ન ભણ્યો હોય તે શું સમજે. જે આ શબ્દ શી રીતે સિદ્ધ થયો. વળી (ઉઢા)પદનો અર્થ કન્યા શબ્દ પાસે આવ્યાથી ફરી ગયો. કન્યા શબ્દ પરણવાના પ્રકરણમાં વગર પરણેલી નું વાચક છે. તેથી (ઉઢા) શબ્દનો અર્થ વરેલી કન્યા એવો થાય છે. પરણેલી એવો થતો નથી. સપ્તપદી પહેલાં વરેલી કહેવાય અને સપ્ત પદી પછી પરણેલી કહેવાય. સપ્તપદી એટલે વરની આસપાસ મંગલ ફેરા તે કન્યા સાત પગલાં ફરે છે તેને કહે છે. લોક પ્રસિદ્ધ શબ્દ જે બોલવામાં આવે છે. તેનો અર્થ વીશ પ્રકારે ફરી જાય છે, એવું વ્યાકરણમાં કહ્યું છે. તે જો ફેરવીને તે અર્થ ન કરે તો કહેનારનો અભિપ્રાય બરાબર જાણવામાં ન આવે; ને કહેનારથી ઉંધો અર્થ તે વચનનો થઇ જાય. તે સારૂ શાસ્ત્રવાળાએ તેનો અર્થ ફેરવીને કરવાનું કહ્યું છે ને શ્લોકઃ-

संयोगोविप्रयोग श्च महा ध्येविरोधिता ।
अर्थःप्रकरणंलिंगं शब्दचान्यस्यमान्निधौ ॥

અર્થઃ-સંજોગે કરીને, વીજોગે કરીને, તેની સંગાતે તથા તેના વિરોધ થી, અર્થે કરીને, પ્રકરણે કરીને, શબ્દના લિંગે કરીને, તથા બીજો શબ્દ તેમાં આવ્યાથી યદ્યપિ પ્રસિદ્ધ શબ્દનો બોલવામાં બીજો અર્થ છે; તથાપિ તે શબ્દનો અર્થ બીજા શબ્દની પાસે આવવાથી તે શબ્દનો અર્થ ફરી જાય છે. એ રીતે વ્યાકરણમાં કહ્યું છે. તેથી વસિષ્ટ ઋષિના શ્લોકમાં કન્યા પદ છે તેની સાથે ઉઢાપદ આવેલો છે; તેથી એ ઉઢા પદનો અર્થ વરેલી કન્યાનો થાય છે પરણેલીનો થતો નથી. વસિષ્ઠના બીજા વચનમાંજ ના કહી છે જે, સપ્તપદી પહેલાં તેનો વર મરી જાય તો તે કન્યા બીજા વરને પરણે પછી નહી પરણે એ રીતે કહ્યું છે. પણ સુધારાવાળા લોકોએ તે સ્મૃતિઓ માંહેથી પોતાની મતલબ પ્રમાણે અર્થ થાય તેવા શ્લોક લીધા છે; ને જે શ્લોકમાં સાફ અર્થ લખેલો છે તેવા શ્લોક તે સ્મૃતિના મુકી દીધા છે તે આ વસિષ્ટ ઋષિના બીજા શ્લોક ઉપરથી પકડાઇ આવે છે. એજ રીતે નારદજીના શ્લોકનો અર્થ ઉંધો કરેલો છે. તે નારદજીના બીજા વચનથી પકડાઇ આવે છે. તે વચન અમે આગળ બતાવ્યું છે.

શ્લોક ચોથામાં નારદનું વચન લખીને તેનો અર્થ કર્યો છે. જે પરણેલી કન્યા હોય ને તેને વરનો સંગ થયો ન હોય, તો તે કન્યા પરણવા જોગ છે. જેવી કન્યા તેવી તેને જાણવી. એ રીતે તે શ્લોકનો અર્થ લખીને લોકોને બતાવ્યું છે જે, કન્યા પરણ્યા પછી વર મરી જાય તો તે કન્યા બીજા વરને પરણાવવા વિષે નારદજીએ કહ્યું છે. પણ જેવું વસિષ્ટનું વચન છે તેજ અર્થ નારદજીના શ્લોકમાં રહેલો છે. જેવું કાત્યાયન ઋષિનું વચન છે તેવુ જ વસિષ્ટનુ વચન છે. એ રીતે સર્વે ઋષિઓનો મત એક છે જુદો નથી; કારણ જે સર્વે ઋષિએ વેદનો અર્થ પોતપોતાની સ્મૃતિમાં કહેલો છે. ઋષિ મત જુદો કહે છે તે શાસ્ત્રમાં બરાબર સમજતા નથી. હવે નારદજીના બીજાં વચન કહીએ છીએઃ—

परिग्रह्यतुयःकन्यां वरोदेशांतरंव्रजेत् ।
त्रीनृतून्समतिक्रम्य कन्यान्यंवरयेद्वरं ॥ १ ॥
स्त्रीपुरुषोस्तुमंबंधा द्वरणंप्राग्विधीयते ।
वरणात्ग्रहणंपाणेः मंम्कारोपिविचक्षणेः ॥ २ ॥
तयोरनियतप्रोक्तं वरणंदोषदर्शनात् ।
आद्भिर्वाचाचदत्तायां म्रीयेतादौवरोयदि ॥३॥
नचमंत्रोपनीतास्यात् कुमारीपितुरेवसा ।
पाणिग्रहणमंत्रास्तु नियतंदारलक्षणं ॥४॥
तेषांनिष्ठातुविज्ञेया विद्वद्भिःमप्तमेपदे ।

અર્થઃ—કન્યાને વરવાનું કબુલ કરીને કોઇ વર પરદેશ જતો રહે, અને તેનાઃ સમાચાર ન આવે, તો ત્રણ ઋતુ એટલે (છ) મહીના તેની વાટ જોઇને, પછી તે કન્યા બીજા વરને પરણે. એજ પ્રમાણે કાત્યાયન ઋષિના શ્લોક ત્રીજામાં કહ્યું છે. પણ સુધારાવાળાએ વરવાને ઠેકાણે પરણવું એવો અર્થ લખેલો છે. તેમાં वरयित्वा तुयःकन्यां વર યિત્વા એટલે વરવું એ વરવાનો અર્થ નારદજીએ આ શ્લોકમાં કહેલો છે જે, પરણ્યા પહેલાં વરવું કહેવાય છે. ઋતુનો અર્થ સુધારાવાળાએ

અટકાવનો લખેલો છે. તે કન્યાને અટકાવનો સંભવ નથી. કન્યા તે દશ વર્ષની માંહે તથા કુંવારી હોય તેનું નામ છે. માટે ઋતુ તે બે માસનું નામ છે, તેનો અર્થ અટકાવ લખેલો છે. અને નિર્ણયસિંધુ ધર્મશાસ્ત્રનો ગ્રંથ છે તેમાં પણ ઋતુનો અથ બે માસનો લખેલો છે ત્રણ ઋતુ એટલે (૭) મહીના વરની વાટ જોવી તે નિર્ણયસિંધુમાં લખ્યું છે.

## वाग्दानोत्तरं वरस्यदेशांतरगमने पण्मासंप्रतीक्ष्यान्यस्मैदेया ॥

અર્થઃ—વચનથી તે કન્યા આપવી કબુલ કરીને, અને તે પુરૂષ પરદેશ જતો રહે ને તેની ખબર ન આવે તો, (૭) મહીના તેની વાટ જોઇને તે કન્યા બીજાને આપવી. એ રીતે ઋતુ શબ્દનો અર્થ તેણે પણ લખેલો છે. અને સુધારાવાળા ઋતુ શબ્દનો અર્થ અટકાવનો કરે છે, અને વરેલીને પરણેલી કહે છે. એવા ઉંધા અર્થ કરીને લોકોને ભમાવે છે. માટે એવા લોકો ઉપરજ આજ પછી વિશ્વાસ રાખવો નહી. તેજ વરવાનો અર્થ નારદજી આ બીજા શ્લોકમાં કહે છે સ્ત્રી પુરૂષનો સંબંધ થયા પહેલાં વરવું એવું નામ કહેવાય છે. અને વર્યા પછી હથેવાલો મળવાનો સંસ્કાર થાય છે. તે હથેવાલા મલ્યા સુધી પણ ને પરણવું મુકરર નથી કહેવાતું. તેટલા સુધી જો વરમાં દોષ જોવામાં આવે તો કન્યા બીજા વરને પરણાવવી કહી છે. કેમકે વચનથી તે કન્યા આપીછે એટલામાં જો વર મરી જાય તો કન્યા બીજાને પરણે. કારણકે હથેવાલાના મંત્રે કરીને સપ્તપદી જ્યારે થાય ત્યારે તે પરણવું મુકરર થયું કહેવાય છે. ત્યાર પછી તે કન્યા તે પુરૂષની સ્ત્રી થઇ ચુકી; પણ જ્યાં સુધી સપ્તપદી થઇ નથી ત્યાં સુધી તે કન્યા ઉપર તેના બાપની સત્તા છે. વરની સત્તા ત્યાં સુધી થતી નથી. એ રીતે વશિષ્ટ ઋષિ તથા યમઋષિ તથા મનુ ઋષિ તથા નારદ ઋષિએ કહ્યું છે એ રીતે સર્વ ઋષિઓનો એક મત છે. કારણકે સૌનું મૂળ વેદ એક છે. સપ્તપદી એટલે સાત પગલાં કન્યા વરની આસપાસ ફરે છે તેને કહે છે. એજ ચાલ અસલથી બ્રાહ્મણ, ક્ષત્રી, વાણીઆમાં અસલથી ચાલ્યો આવે છે. ને પરણવાનું શાસ્ત્ર પ્રાચીન છે. કાંઇ એ શાસ્ત્ર કોઇએ નવું

હમણા બનાવ્યું નથી. તેને ફેરવીને સુધારાવાળા નવી ચાલ કરવા માગે છે ને તેને ધર્મ કરીને બતાવે છે. પણ તેનું નામ ધર્મ કહેવાતું નથી. તેનું નામ શાસ્ત્રમાં અધર્મ કરીને કહે છે. રાવર્ત સ્મૃતિના પહેલા પ્રકરણમાં કહ્યું છેઃ—

यास्मि-ेशेयआचारः पारंपर्यक्रमागतः ।
आम्नायैरविरुद्धश्च स्वधर्मःपरिकीर्तितः ॥

અર્થઃ—જે દેશમાં જે આચરણ પરંપરાથી ચાલ્યું આવ્યું હોય, ને તે આચરણ વેદ શાસ્ત્રથી વિરૂદ્ધ ન હોય તેનું નામ ધર્મ કહેવાય. એ વગર બીજું અધર્મ કહેવાય. હવે જુવો કે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યમાં વિધવાને પરણવાની રીત પરંપરાથી હિંદુસ્તાન દેશમાં નથી અને શાસ્ત્રમાં ના કહીછે. એ રીતે પરંપરાની ચાલ, અને શાસ્ત્ર પ્રમાણે ચાલી આવેલી ચાલ, તે ચાલને મુકીને નવી ચાલ કરવી; એ શાસ્ત્ર પ્રમાણે સાફ અધર્મ કહેવાયછે કદી તેને ધર્મ કહેવાઇ શકાતુ નથી. એરીને અધર્મનુ આચરણ લોકોને કરવું બતાવેછે. માટે વિચારીને કરવું. એરીતે કાત્ય યન, વશિષ્ટ, નારદ એ સર્વેના શ્લોકમાં એવોજ અર્થછે જે, પરણવાની પહેલાં વરમાં દોષ માલમ પડે તોજ તે કન્યા બીજા વરને પરણે. પણ પરણ્યા પછી સર્વથા તે કન્યા બીજાને અપાય નહી. એ વિષે સુરત પ્રગણામાં નવસારી ગામ છે, તે ગામમાં પુનાનો એક દક્ષણી સોની દક્ષણી બ્રાહ્મણની કન્યાને પરણ્યો હતો. તેની જાતની ખબર પડયાથી તેનો શાસ્ત્રાર્થ થોડા વર્ષ ઉપર સુરતના પંડિતોએ કર્યો હતો. પણ સર્વે સ્મૃતિઓમાંથી એમજ નિકળ્યું કે, સપ્તપદી પછી બીજા વરને કન્યા અપાયજ નહી. તે સભામાં એકાવન પંડિતોના એકડા થયા હતા, તે એકડા કરનાર પંડિતો હજુ સુરતમાં છે. તેથી તે કન્યા બીજાને પરણી નહી અને બાપના ઘરમાંજ જુદી રહી. એ રીતે કાશી, પુના અને સુરતના સર્વ પંડિતો, એ વાતનો વિચાર કરી ચુકેલા છે. તે ઉપરાંત સુધારાવાળા તો મ્હોટા પંડિત છે, તેનું શું કહેવું ? !!! જુવો કે બૌધાયન ઋષિએ સાફ ના કહી છેઃ—

वाचादत्तामनो-त्ताऽग्निपरिगतासप्तमंपदंनीताभुक्ताग्रहीतगर्भा प्रसूताचेति । सप्तविधा-नर्-त्यांग्रहीत्वानप्रजा नधर्मावं-त ॥

અર્થ:—વચનથી આપેલી ૧. મનથી આપેલી ૨. અગ્નિથી આપેલી ૩. સપ્તપદીના મંગલ ફેરા ફરેલી ૪. ગર્ભ સહિત હોય તે ૫. બીજા પુરુષે ભોગવેલી ૬. અને છોકરૂં જણેલી ૭. આ સાત પ્રકારની સ્ત્રીઓ પુનર્ભુ કહેવાય છે. તે પુનર્ભુ સ્ત્રીઓ બીજો કોઇ પરણે તો તે પુરુષને પુત્રાદિક અધર્મી થાય અને પોતે પણ અધર્મી થાય. તે સ્ત્રીથી ધર્મની હાની થાય. એ રીત એક બીજાથી એક એકનો ચડતો દોષ છે. વચનથી અગ્નિ દત્તનો દોષ વિશેષ છે; તે કરતાં સપ્તપદી થએલીને લેવાનો દોષ વિષેશ છે. એ રીતે છોકરૂં થએલી સુધી ચડતો દોષ લેનાર પુરુષને લાગે છે. એ રીતે બૌધાયન ઋષિએ કહ્યું છે. અને નારદજીએ કહ્યું છેઃ—

तस्मात्सर्वासामेवपुनर्भूणां पुनर्भूत्वानुपपत्तिः ॥

અર્થ:—એ સર્વ પ્રકારની પુનર્ભુ સ્ત્રીઓ છે. તે બીજાને પરણે તો તેણે જાર કર્મ કર્યું એમ જાણવું એ રીતે નારદે કહ્યું છે. માટે સુધારાવાળા જાર કર્મ પોતાની છોકરીઓને કરાવવું હોય તો કરાવે, પણ શાસ્ત્ર રીતથી તેને વરવાનું કહ્યું નથી અને અશ્વલાયન ઋષિએ સાફ કહ્યું છે તે શ્લોકઃ-

अज्ञातश्चद्वि[illegible]यस्तु विधवामुद्वहेद्यादि ।
परित्यज्यतुतांचैव प्रायश्चितंसमाचरेत् ॥

અર્થ.-અજાણથી કોઇ બ્રાહ્મણે વિધવા સાથે લગ્ન કર્યું હોય, ને તે જાણવામાં આવે, તો તે સ્ત્રીનો ત્યાગ કરવો, ને તેના દોષનું પ્રાયશ્ચિત કરવું. એ રીતે વિધવા સ્ત્રીને પરણવાનો દોષ કહેલો છે. એ રીતે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, એ ત્રણ ઉત્તમ જાતમાં વિધવાનું લગ્ન કરવાની ચાલ છેજ નહી એ સાફ જણાય છે. અને ધણી મુવા પછી સ્ત્રીઓના ધર્મ, સ્મૃતિઓમાં, પુરાણોમાં, જ્યાં જ્યાં કહેલા છે, ત્યાં ત્યાં એમજ કહ્યું છે કે, ધણી મુઆ પછી તેણે બીજા પુરુષનું નામ ન લેવું; જન્મ સુધી બ્રહ્મચર્યવ્રત રાખવું. એ મનુ સ્મૃતિમાં કહ્યું છેઃ-

यस्मैदद्यात्पितात्वेना भ्रातावानुमतेपितुः ।
तंशुश्रषेतजीवंतं सांस्थितंचनलंघयेत् ॥१॥

नतुनामापिप्र ृणीहीयात् पैत्योप्रेतपरस्य ॥ २ ॥

અર્થઃ-કન્યાના બાપે તથા માએ જે પુરુષને કન્યા પરણાવી તેની સેવા જીવતા સુધી તે કન્યાએ કરવી. તેની આજ્ઞાનું ઉલંઘન કદી કરવું નહી. અને તે પતિ મરી જાય ત્યાર પછી કોઇ પુરુષનું નામ ન લેવું. એ રીતે મનુસ્મૃતિમાં કહ્યું છે. એ મનુસ્મૃતિ સતયુગની છે. સતયુગ તે પહેલો યુગ છે. એજ રીતે બૃહન્નારદીય પુરાણ તથા સર્વે ઋષિઓની સ્મૃતિઓમાં કહ્યું છે કે ધણી મુવા પછી બીજો ધણી તે સ્ત્રીએ ન કરવો, એજ રીતે વેદમાં કહ્યું છે. એ રીતે બીજો ધણી સ્ત્રીએ નહી કરવો એવું સર્વે શાસ્ત્રમાં કહ્યું છે. તેમાં કલિયુગમાં તો સર્વથા ન કરવો. એ માટે સર્વે પુરાણ તથા સ્મૃતિઓમાં નિષેધ છે. બ્રહ્મપુરાણમાં કહ્યું છેઃ-

स्त्रीणांपुनर्विवाहस्तु देवरात्पुत्रसंततिः ।
स्वातंत्र्यंवाकलियुगे नकर्त्तव्यंकदाचनः ॥

અર્થઃ-સ્ત્રીનો ફરી વિવાહ તથા દીઅરથી પુત્ર ઉત્પન્ન કરાવવો અને સ્ત્રીઓએ એકલી જયાં ત્યાં જવું, એ ત્રણ વાત કલિયુગમાં કદી ન કરવી. એજ રીતે આદિ પુરાણ તથા બીજી સ્મૃતિઓમાં સાફ ના કહી છે. એ ઠેકાણે કોઇ એમ કહેશે કે જયારે કલિયુગમાં સ્ત્રીઓને ફરી પરણવાની ના કહી. તે ઉપરથીજ એવું જણાય છે કે બીજા યુગમાં એ ચાલ હતી, એ રીતે જો કહેશે તો તેનું બૌધાયન ઋષિએ સાફ કહ્યું છે કે વિધવાનું લગ્ન કરવાની ચાલ બીજા કલ્પમાં હતી. કલ્પ એટલે બીજી સૃષ્ટિ. આ કલ્પની સૃષ્ટિમાં એ ચાલ કરવી કહી નથી. કલ્પ એટલે બ્રહ્માજીનો એક દીવસ તેમાં સવારમાં સૃષ્ટિની ઉત્પત્તિ અને સાંજે તે સૃષ્ટિનો નાશ થાય છે. બીજે દીવસે ફરી સૃષ્ટિની ઉત્પત્તિ થાયજ, તે ઉત્પત્તિનો પ્રકાર પણ જુદી જુદી રીતથી થાયજ, કોઇવાર બ્રહ્માથી, કોઇવાર શિવથી, કોઇવાર શકિતથી તથા ગણપતિથી, એ રીતે જે વખત ભગવાનની જેવી ઇચ્છા તે રીતે સૃષ્ટિની ઉત્પત્તિ જુદા જુદા પ્રકારથી કલ્પે કલ્પે થાયછે, તે સૃષ્ટિને ચલાવવાનો કાયદો પણ જુદી રીતનો ભગવાનની ઇચ્છા પ્રમાણે કરે છે. તેમ

પૃથ્વાનો આકાર પણ જુદી જુદી રીતનો, કોઇવાર ત્રણ ખુણી, કોઇ વાર ગોળ, તેમ સુર્ય, ચંદ્ર, નક્ષત્રની ચાલ પણ જુદી જુદી રીતની થાય છે, એ રીતે એક એક કલ્પની કથા એક એક પુરાણમાં જુદી જુદી કહી છે. કેમકે ભગવાન અનાદિ કાલથી લીલા કરે છે. માટે ભગવાનની લીલા અનંત કહી છે. જો એકજ પ્રકારની લીલા હોય તો અનંત લીલા ભગવાનની કહેવાય નહી એ પુરાણની કથા શાસ્ત્રમાં અજાણ્યા લોક સાંભળે છે, ત્યારે એમ કહે છે કે કોઇ પુરાણની એક કથા મલતી નથી, તેથી એ કથા ઋષિએ પોતાની કલ્પનાથી જોડી કહાડી છે; માટે દંત કથા છે. કોઇ કહે છે કે ઋષિમત જુદા જુદા છે, પણ એ વાત વ્યાસજીએ મચ્છ પુરાણમાં સાફ કરીને કહ્યું છે જે ફલાણા પુરાણમાં ફલાણા કલ્પની કથા કહી છે. તે સર્વે શ્લોક સુધાં આ ગ્રંથમાં લખતાં વિસ્તાર થઇ જાય તે સારૂ એ વાતનો પ્રસંગ આવેથી બીજા ગ્રંથમાં લખીશું પુરાણ શબ્દનો અર્થ એ છે કે પ્રાચીન કથા જેમાં કહી હોય છે તેનું નામ પુરાણ કહેવાયછે.માટે આ કલ્પની સૃષ્ટિની એ ચાલ નથી. તે બૌધાયન ઋષિએ કહ્યું છેઃ—

विधिर्योनिष्टितःपूर्वं क्रियतेनेहसांप्रतं ।
पुराकल्पेमएतच्च विधवायानियोजनं ॥

અર્થઃ—વિધવાને લગ્ન કરવાની વાત જે પુરાણમાં કહીછે તે વાત બીજા કલ્પની કહીછે, આ કલ્પની કહી નથી. માટે આ કલ્પમાં એ વાત કરવાની નથી. એ રીતે સાફ કહ્યુંછે તે ઉપરાંત બીજા યુગની વાત કહીને આ યુગમાં કરવાનું કોઇ કહેશે, તોપણ હમેશાં કલિયુગમાં એ વાત કરવાની નાજ કહી છે તેના કહેનાર ઋષિઓ સાધારણ બ્રાહ્મણ નથી, પણ બ્રહ્માજીના પુત્ર જે નારદાદિક ઋષિઓ તેજ શાસ્ત્રની પ્રવર્તિના કરાવનારછે, તેણેજ ના કહી છે. કેમકે એ વિધવાનુ દુઃખ અસલથી સર્વેને છે હમણાંજ વિધવા થાય છે એવુ તો કાંઇ હજ નહી. એમાં કોઇને સુખ નથી.તથાપિ હિંદુઓમાં તેની વાત જે કબુલ થઇ હશે તે સમર્થ પ્રતાપી હશે ત્યારેજ તેવી વાતને કબુલ કરી હશે. અને તે ઋષિઓ પાસે કાંઇ ફોજ નહોતી જે મારી ઠોકીને લોકોને કબુલ કરાવે, તેવું પણ કાંઇ છે નહી. માટે હિંદુ શાસ્ત્રને જાણનાર

જે પુરુષ હશે તે સર્વથા એ વાત કરનાર નથી. પછી કરશે તો તે ભોગવશે.

અને સુધારાવાળાએ જે કાત્યાયન ઋષિ વશિષ્ટ અને નારદજીના વચન લખીને પુનર્વિવાહ કરવાનું લખ્યું છે. પણ તેમાં પુનર્વિવાહ કરવાનું મુદલ કહ્યું નથી. કારણ કે પુનર્વિવાહ કરવાનો ચાલ ઉત્તમ વર્ણમાં હોય તો તેને ફરી ઋષિઓ ના કહે શું કામ ? એજ વાતનો વિચાર કરો.ને ઋષિએ બૌધાયન ઋષિના કહ્યા ઉપરથી તેનો ખુલાસો લખેલો છે. તે આ રીતે, જે બૌધાયન ષિએ કહ્યું કે સાત પ્રકારની પુનર્ભુ સ્ત્રીઓની સાથે જે પુરુષ લગ્ન કરે તે પુરુષને ધર્મની હાની થાય. પણ તે ઋષિએ એ વચન વરના દોષ બતાવ્યા વગર શાસ્ત્ર ઉપર સાધારણ રીતે કહ્યું હતું જે વરમાં દોષ ન હોય ને વચનથી, અગ્નિથી, આપેલી કન્યા, તેના માબાપ બીજાને આપે તો લેનાર તથા આપનાર બન્નેને દોષ લાગે. એ રીતે વચનથી કન્યા આપીને વર મરી જાય, ત્યારે તે કન્યાને જન્મ સુધી દુઃખ ભોગવવું પડે. કેમકે આઠ વર્ષની કન્યાનો વિવાહ કરે છે, અગિઆર વર્ષ સુધી પરણાવે છે. એટલામાં દોષ માલમ પડે અથવા વર બીજી જાતનો માલમ પડે અથવા મરી જાય, તો તે કન્યા સપ્તપદી પહેલાં બીજા વરને આપવી. એ રીતે બૌધાયન ઋષિના વચનનો અભિપ્રાય વશિષ્ટ, નારદ, કાત્યાયન ઋષિએ કહેલો છે. એ વચન પુનર્વિવાહ કરવા ઉપર કહ્યાં નથી. કારણ કે પુનાર્વિવાહનો ચાલ હિંદુમાં હોય તો એ ઋષિને ફરીથી એ વચન કહેવાની જરૂર નથી માટે એજ વચન ઉપરથી સાફ માલમ પડે છે કે ઉત્તમ વર્ણમાં એ ચાલ અસલથી છેજ નહી. અને સુધારાવાળા લોક રાવણનું તથા ઇંદ્રનું તથા અર્જુનનું દ્રષ્ટાંત આપીને પુનર્વિવાહની ચાલ છે એવું બતાવે છે. પણ ઇંદ્ર એ દેવ સૃષ્ટિમાં છે. અને ઇંદ્રાણી સદા જીવતી છે. ઇંદ્ર પડે પણ ઇંદ્રાણી મરેજ નહી એવી સ્ત્રીઓ મનુષ સૃષ્ટિમાં કોણ છે ? માટે દેવ સૃષ્ટની વાત મનુષ્યમાં લગાડવી નહી. મનુષ્ય સૃષ્ટિને જે કાયદો લાગુ પડે છે તેને માનવો. તેમ અર્જુનને આદિ લઇને જેટલા જાદવ છે તે સર્વે દેવતા છે, એવું પુરાણોમાં લખેલું છે. માટે એની ચાલ આપણે કરવા સમર્થ નથી. અર્જુને

શ્રીમહાદેવજી સાથે યુદ્ધ કરેલું છે, ને આપણે તો શ્રીમહાદેવજીને નજરે પણ દેખતા નથી. તે રીતે રાવણ ત રાક્ષસની સૃષ્ટિમાં છે જેથી સર્વે દેવતા ભય પામતા હતા, માટે તે સૃષ્ટિની વાત આપણામાં લેવાઇ શકાય નહી, આપણે તો શાસ્ત્રની શિક્ષા જે રીતે છે તેજ રીતે ચાલવું, જો તેમ નહી ચાલે તો શાસ્ત્ર પ્રમાણે તેને દંડ થશે. એ વાત ખચીત કરીને જાણવી.

---

अहं हरे तव पादैकमूल दासानुदासो भवितास्मि भूयः ।
मनः स्मरेतासुपतेर्गुणांस्ते गृणीत वाक्कर्म करोतु काय ॥१॥

અર્થઃ-હે ભગવન્ ! તમારા ચરણારવિંદના મૂળમાં વસનારા દાસોનો પણ દાસ હું ફરી ફરીને થાઉં, અને મારૂં મન, આપ પ્રાણઆધારના ગુણોનુંજ સ્મરણ કરે; તથા મારી વાણી આપના સદ્ગુણોનું કીર્તન કરે; તેમજ શરીર આપની સેવા કરે; આટલું માગી લેઉં છું. ૧

यदुक्तं तातचरणैः श्रीकृष्णः शरणं मम ।
ततएवास्ति नैश्चिंत्यमैहिके पारलौकिके ॥ २॥

અર્થઃ-અમારા તાત ચરણ એટલે પિતાજી શ્રીમહાપ્રભુજીએ, "श्रीकृष्णः शरणं मम" એ રીતે જે કહેલું છે તેથીજ આ લોક તથા પરલોક સબંધી કાર્યના વિચારમાં નિશ્ચિંતપણું છે. ૨

સંવત ૧૯૬૮ના માગશર સુદિ ૯-ગુરૂવાર
તા. ૩૦-૧૧-૧૯૧૧.
જેઠાભાઈની પોળ-ખાડીયા-અમદાવાદ.

લી. દાસાનુદાસ
વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ
ના દીનતાપૂર્વક જયશ્રીકૃષ્ણ વાંચશો.



॥ श्रीहरिः ॥

॥ श्रीमथुरेशो जयति ॥

# अथ श्रीयमुनाष्टककी संक्षेपसूं भावार्थ टीका लिखो हे ॥

श्रीकृष्णाय नमः श्रीगोपीजनवल्लभाय नमः ॥ श्रीविठ्ठलेश-सद्गुरवे नमः ॥

पृथ्वी वृत्त.

श्लोकः—नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा।
मुरारिपदपंकजस्फुरदमंदरेणूत्कटाम् ॥
तटस्थनवकाननप्रकटमोदपुष्पांबुना सुरासुर
सुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् ॥ १ ॥

पदानि—नमामि[1], यमुनाम्[2], अहम्, सकलसिद्धिहेतुम्[4], मुदा[5], मुरारिपदपंकजस्फुरदमंदरेणूत्कटाम्[6], तटस्थनवकाननप्रकटमोदपुष्पां-बुना[7], सुरासुरसुपूजितस्मरपितुः[8], श्रियम्[9], बिभ्रतीम्[10].

સાન્વયપદાર્થઃ—सकलसिद्धिहेतुम्[4] સર્વ સિદ્ધિઓને આપનારાં; मुरारि-पदपंकजस्फुरदमंदरेणुत्कटाम्[6] મુર નામે દૈત્યના શત્રુ ( જે ભગવાન્ તે ) ના ચરણકમલ વિષે પ્રકાશમાન અને ઘણી એવી રજ જેમાં ( જલ કરતાં ) અધિક છે. અને तटस्थनवकाननप्रकटमोदपुष्पांबुना[7] કિનારામાં રહેલાં નવાં વનોમાં ખુલ્લી રીતે દેખાતાં, હર્ષરૂપી પુલ સહિત જલે કરીને सुरासुरसुपूजितस्मरपितुः[8] સુર અને અસુરોએ સારી રીતે પૂજાયેલા સ્મરના પિતા (શ્રીકૃષ્ણ)ની श्रियम्[9] શોભાને बिभ्रतीम्[10] ધારણ કરનારાં

યમુનામ્ શ્રીયમુનાજીને અહમ્ હું મુદા હર્ષવડે નમામિ નમન કરૂં છું.

ટીકા—પુષ્ટિમાર્ગની સર્વસિદ્ધિઓને આપનારાં; મુર દૈત્યના શત્રુ શ્રીકૃષ્ણચન્દ્રના બન્ને ચરણકમલમાં પ્રકાશમાન એટલે સેવોપયોગિ દેહ સિદ્ધ કરી આપવામાં ઉન્મુખ—તૈયાર અને અમંદ એટલે શ્રીવ્રજભક્તોનાં ચરણરજની સાહિત્યથી મણીક એવી રેણુ જેમાં જલ કરતાં અધિક છે. અને કિનારામાં રહેલાં નવાં વનોમાં ખુલ્લી રીતે દેખાતાં હર્ષરૂપી ફુલ તે સહિત જલવડે સુર અને અસુરોએ સારી રીતે પૂજા કરાયેલા સ્મરના પિતા શ્રીકૃષ્ણ તે સંબંધી શોભાને ધારણ કરનારાં શ્રીયમુનાજીને હું હર્ષવડે એટલે આનંદથી નમન કરૂં છું.

ટીપ્પણ—स्मरपितुः આ ઠેકાણે स्मर એટલે કામદેવ—પ્રદ્યુમ્ન, તેના पितुः એટલે જનક (શ્રીકૃષ્ણ) આવો અર્થ સ્પષ્ટ રીતે સર્વને જણાઇ આવે છે તોપણ તેવો અર્થ નહીં કરતાં स्मरणं स्मरः એમ વ્યાકરણના નિયમ પ્રમાણે વ્યુત્પત્તિ કરીને स्मर એટલે સ્મરણના पितुः એટલે જનક અર્થાત્ સ્મરણ જનક—સ્મરણ કરાવી આપનારા શ્રીકૃષ્ણ એવો અર્થ કર્યો છે તેથી એમ સમજવું કે " यं मां स्मृत्वा निष्कामः सकामो भवति " પ્રથમ નિષ્કામ હોય તો પણ મને યાદ કરીને સકામ થાય છે. અર્થાત્ પ્રથમ નિષ્કામ હોય અને તેને શ્રીભગવાનનું સ્મરણ થાય તેથી તે પુરૂષ શ્રીભગવાનમાં કામવાળો થાય છે; એ રીતે શ્રીગોપાલ તાપનીય ઉપનીષદ્‌ની શ્રુતિથી જેમ શ્રીભગવાનને સ્વવિષયક કામ જનકપણું છે તેમ તેજ શ્રીભગવાનની શોભાને ધારણ કરનારાં શ્રીયમુનાજી પણ પોતાના જળનું દર્શન કરનારાઓને શ્રીભગવત્સ્મરણ જનક છે. એવો ભાવ બતાવવા સારૂ અહિં स्मरपितुः એ પદ મુકેલું છે. કાંઇ પ્રદ્યુમ્નના પિતા એવો અર્થ જણાવવા સારૂ નથી.

सुरासुरसुपूजित. અહિં વાસ્તવિક રીતે તો એવો ભાવાર્થ છે કે સુરાસુર શબ્દેકરીને સર્વાત્મભાવવાળાં અને કામભાવવાળાં એમ બંને તરેહનાં સ્વામિનીઓ કહેલાં છે. તેણે પુષ્પના આભરણોથી પ્રભુને શૃંગાર ધરાવ્યો છે. તેથી તેઓને પ્રભુ, ભાવજનક થયા.

પૂજાપક્ષમાં દૈન્યભાવ અને માનભાવયુક્ત એવાં આગળ કહેલાં બે તરેહનાં સ્વામિનીઓએ પ્રભુની પૂજા કરી. તેમાં દૈન્યભાવવાળાંએ પ્રભુના પ્રાકટ્ય સારૂ એટલે શ્રીભગવાન દર્શન દે તે સારૂ અને માનભાવવાળાંએ અનુનય કરવું એટલે મનામણું કરવું તે સારૂ પૂજન કર્યું. પૂજન એટલે શ્રીભગવત્પરાયણ થઇ ભગવાનને અનુસરવું અર્થાત્ સાવધાન થઇને પ્રભુ કહે તેમ કરવું તે પૂજનઃ એવો ભાવ છે કાંઇ સુરાસુર પદેકરીને દેવતા અને દૈત્ય એમ નહીં સમજવું.

श्लोकः—कलिंदगिरिमस्तके पतदमंदपूराज्ज्वला
विलासगमनोल्लसत्प्रकटगंडशैलोन्नता ।
सघोषगतिदंतुरासमधिरूढदोलोत्तमा
मुकुंदरतिवर्द्धिनी जयति पद्मबंधोः सुता ॥२॥

पदानि—[1]कलिंदगिरिमस्तके, [2]पतदमंदपूरोज्ज्वला, [3]विलासगमनोल्लसत्प्रकटगंडशैलोन्नता, [4]सघोषगतिदंतुरा, [5]असमधिरूढदोलोत्तमा, [6]मुकुंदरतिवर्द्धिनी, [7]जयति, [8]पद्मबंधोः, [9]सुता.

सान्वयपदार्थः—[1]कलिंदगिरिमस्तके કલિંદ પર્વતના શિખર ઉપર [2]पतदमंदपूरोज्ज्वला પડતા એવા ઘણા પ્રવાહે કરીને ઉજ્જવલ (અને) [3]विलासगमनोल्लसत्प्रकटगंडशैलोन्नता વિલાસપૂર્વક ચાલવાથી શોભાયમાન અને ખુલ્લી રીતે દેખાતા ગંડશૈલોએ કરીને ઉંચાં [4]सघोषगतिदंतुरा શબ્દ સહિત ચાલવાથી વિવિધ તરેહના વિકારવાળાં (અને) [5]असमधिरूढदोलोत्तमा સારી રીતે આરોહણ કરેલી હોય નહિ શું? ઉત્તમ પાલખી જેણે એવાં [6]मुकुंदरतिवर्द्धिनी મુક્તિને આપનારા (જે શ્રીભગવાન્ તે)

માં પ્રીતિને વધારનારાં पद्मबंधोः કમલના બંધુ (જે સૂર્ય તે)નાં सुता પુત્રા ( એવાં શ્રીયમુનાજી ) जयति જયને પામે છે.

ટીકા—કલિંદ નામે પર્વતના શિખર ઉપર પડતા એવા ઘણા પ્રવાહે કરીને ઉજ્જવલ વિલાસ પૂર્વક ચાલવાથી શોભાયમાન અને ખુલ્લી રીતે દેખાતી મોટી શિલાઓએ કરીને અતિશે ઉંચાં, શબ્દ સહિત ચાલવાથી વિવિધ પ્રકારના વિકારવાળાં, ઉત્તમ પાલખી જેણે આરોહણ કરેલી હોય નહિ શું ? અર્થાત્ ઉત્તમ પાલખીમાં જાણે બેઠાં ના હોય તેમ દેખાતાં એવાં અને મુદિતને આપનારા જે શ્રીભગવાન્ તેમાં પ્રીતિને વધારનારા અને કમળના બંધુ જે શ્રીસૂર્ય તેનાં પુત્રી શ્રીયમુનાજી જયને પામે છે.

ટીપ્પણ—पतदमंदपूरोज्ज्वला આ ઠેકાણે એવું સમજવું કે સૂર્યમંડલથી ઘણે દૂર રહેલા કલિંદગિરી ઉપર પડવાથી થતાં ફીણ; અને વેગથી ચાલતા પ્રવાહ તેણે કરિને શ્રીયમુનાજીમાં દેખાતુ ઉજ્જવલપણું એટલે સફેતપણું તે, આગ ુક છે. એટલે આવેલું છે અને તે બાહિર દેખાય છે. કાંઇ સહજ—સ્વાભાવિક નથી એમ. पतत् અને अमंदपूर એ શબ્દોથી જણાવ્યું છે. તેથી શ્રીયમુનાજીના સહજ શ્યામસ્વરૂપપણામાં બાધ આવતો નથી એમ સમજવુ.

असमधिरूढदोलोत्तमा આ ઠેકાણે એવો ભાવ છે કે શ્રીયમુનાજી પોતે દોલામાં બિરાજે છે તોપણ કેમ જાણે નહિ બિરાજતાં હોઇયે એમ માને છે કારણ કે પોતાના સ્વામિ શ્રીપ્રભુ; તેની સામે જાય છે તેથી ભગવત્સંબધી ભાવમાં વિવશ થઇને તેને કેવળ ગમનમાત્રનીજ સ્ફુર્તિ હોવાથી આરોહણ કરેલી ઉત્તમ દોલાની યાદી નથી. પોતે આધિદૈવિક સ્વરૂપ છે, અને દોલા ઠેકાણે આધિભૌતિક જલરૂપ પાલખીછે. તેથીજ અહિં કેવળ दोला એમ નહીં કહેતાં उत्तम દોલા એમ કહેલું છે એમ સમજવું.

શ્લોકः—भुवं भुवनपावनीमधिगतामनेकस्वनैः
प्रियाभिरिव सेवितां शुकमयूरहंसादिभिः ॥

तरंगभुजकंकणप्रकटमुक्तिकावालुकानितंब-
तटसुंदरीं नमत कृष्णतुर्यप्रियाम् ॥ ३ ॥

पदानि—भुवम्, भुवनपाविनीम्, अधिगताम्, अनेकस्वनैः, प्रियाभिः, इव, सेविताम्, शुकमयूरहंसादिभिः। तरंगभुजकंकणप्रकटमुक्तिकावालुकानितंबतटसुंदरीम्, नमत, कृष्णतुर्यप्रियाम्.

सान्वयपदार्थः—भुवनपाविनीम् (સર્વ) લોકને પવિત્ર કરનારાં भुवं પૃથ્વી ઉપર अधिगताम् પધારેલાં प्रियाभिः પ્રિય સખિયો इव જેમ (તેમ) अनेकस्वनैः અનેક જેમના શબ્દો છે. (એવા) शुकमयूरहंसादिभिः પોપટ, મોર, અને હંસ વિગેરે ( પક્ષીયો )યે सेविताम् સેવા કરાયેલાં ( અને ) तरंगभुजकंकणप्रकटमुक्तिकावालुकानितंबतटसुंदरीम् તરંગ જે લેહેરો તે રૂપી ભુજામા (રહેલાં ) કંકણવિષે ખુલ્લી રીતે દેખાતા મુક્તાફલરૂપી જે વાલુકા (વેળુ) તે વડે યુક્ત એવા કટિપશ્ચાત્‌ભાગે કરીને સુંદર એવાં कृष्णतुर्यप्रियाम् કૃષ્ણના ચોથાં પ્રિયા ( શ્રીયમુનાજી )ને नमत ( તમે ) નમન કરો.

टीका—સર્વ લોકને પવિત્ર કરનારાં અને તેટલાજ માટે પૃથ્વી ઉપર પધારેલાં અને દાસીઓએજ જેમ સેવા કરાય તેમ અનેક શબ્દ-વાળાં પોપટ, મોર અને હંસ વિગેરે પક્ષિઓયે સેવા કરેલાં અને પોતાની લેહેરો રૂપી શ્રીહસ્તવિષે રહેલાં કંકણમાં ખુલ્લી રીતે દેખાતાં મુક્તા ફળરૂપી વેળુવડે યુકત એવા કટિપશ્ચાત્‌ભાગથી સુંદર એવાં શ્રીકૃષ્ણ પ્રભુનાં ચોથાંપ્રિયા શ્રીયમુનાજીને તમો બધા નમન કરો.

ટિપ્પણ—આ ઠેકાણે એમ સમજવું કે જયારે શ્રીયમુનાજીની લેહેરો કિનારા ઉપર આવીને ચોતરફ પસરી--ફેલાઇ જાય છે. ત્યારે ત્યાં રહેલી વાલુકા મોતીની માફક ભાસે છે, પણ તે વાલુકા નથી તેતો લોકપ્રતીતિ-માત્રજ વાલુકા છે પરંતુ આપના શ્રીહસ્તમાં રહેલાં કંકણમાંનાં મુકતા-

ફલોજ છે એવો ભાવ જાણવો. તુર્યપ્રિયાં આ ઠેકાણે રૂકમણી, જાંબુવતિ અને સત્યભામા વિગેરેની ગણત્રીથી શ્રીયમુનાજીને ચોથાં પ્રિયા (સ્ત્રી)પણું સમજવું નહી; કારણકે कालिंदीति समाख्याता वसामि यमुनाजले એ રીતે મૂળ શ્રીભાગવતમાં કાલિંદીનું કહેવું છે કે કાલિંદી એવું મારૂં નામ છે અને હું યમુનાજીના જલમાં રહું છું; મારા જલમાં રહું છું એમ નહીં કહેતાં યમુનાજીના જલમાં રહું છું એમ કહ્યું છે માટે યમુનાજીને પોતાથી જુદાં કહ્યાં છે. તેમજ તે બન્નેને પરસ્પર આધિદૈવિક કે આધિભૌતિકપણું ન સમજવું કારણ કે તે પણ શ્રીમહાપ્રભુજીયે તેજ શ્લોકનાં શ્રીસુબોધિનીજીમાં ઘટતી યુકિત સહિત નિરસ્ત કર્યું છે તથા શ્રીયમુના મહાત્મ્યમાં પણ રૂકમણી, જાંબુવતિ, અને સત્યભામા એમ ત્રણ અને ચોથાં શ્રીયમુનાજી એ રીતે ચોથાં કહેલાં નથી અને સાત્વિકાદિક ભેદ માનીને શ્રીયમુનાજીને નિર્ગુણપણાથી ચોથાં કહેલાં છે. માટે શ્રીયમુનાજીને અહિં તુર્યપ્રિયપણું કહેલું છે. અહિં કોઈને શંકા થાય કે જો તમે યમુનાજીને આઠ મહિષિઓ (પટ્ટરાણીઓ) માં નહીં ગણોતો પ્રિયાપણુંજ નહિં સિદ્ધ થાય. અને જ્યારે પ્રિયાપણું નહીં થાયે તો પછી ચોથાં પ્રિયાપણું સિદ્ધ થવાની તો વાતજ કયાંથી. તો અહિં એવી શંકા થતી નથી. કારણ કે યમુનામાહાત્મ્યમાં શ્રી યમુનાભિષકના અધ્યાયમાં કહ્યું છે કે તમારા જેવાં બીજાં કોઇ પવિત્ર કરનારાં નથી. વળી " अपित्रब्रह्महणः पापमपनेष्यसिसेविता ॥ सप्तरात्रात्तुसान्निध्यंनतेत्यक्ष्यामिकर्हिचित् " સાત રાત્રી સુધી સેવા કરાયેલાં તમો જો કે સેવનાર બ્રહ્મહત્યાવાળો હોય તો પણ તેનાં પાપને નાશ કરશો. અને હું પણ તમારૂં સન્નિધિપણું કયારે છોડીશ નહીં. એ રીતે શ્રીભગવાનેજ સર્વદા પોતાની સન્નિધિરૂપી વરદાન વિગેરે અર્થોથી પ્રિયાપણુ સિદ્ધ કરેલું છે માટે નિર્ગુણપણાથી ચોથાં પ્રિયાપણું સમજવું. તેમજ સંપ્રદાયની રીતે. ૧ શ્રીસ્વામિનીજી; ૨ શ્રુતિરૂપા કે જે ગોપોને ઘેર છે, એટલે સર્વાત્મભાવવાળીઓ; અન્યપર્વા ૩ કુમારીકાઓ અનન્યપૂર્વા કે જે વગર વિવાહે પણ માત્ર વસ્ત્ર દાનથીજ શ્રીપ્રભુએ પ્રિયાઓ કરી છે તે. અને ૪ ચોથાં શ્રીયમુનાજી. કારણ કે શ્રીયમુનાજીમાં પણ ક્રીડાનામિષથી સર્વાંગ સંબંધ સંપાદન કરીને સ્વતંત્રતાથી શ્રી-

યમુનાજીની સાથે પ્રભુ ક્રીડા કરે છે તેથી શ્રીયમુનાજી ચોથાં પ્રિયા છે એમ સમજવુ.

श्लोकः--अनंतगुणभूषिते शिवविरींचिदेवस्तुते
घनाघननिभे सदा ध्रुवपराशराभीष्टदे ॥
विशुद्धमथुरातटे सकल गोपगोपीवृते
कृपाजलधिसंश्रिते मममनःसुखं भावय ॥४॥

पदानि—[1]अनंतगुणभूषिते, [2]शिव विरींचिदेवस्तुते, [3]घनाघननिभे [4]सदा, [5]ध्रुवपराशराभीष्टदे, [6]विशुद्धमथुरातटे, [7]सकलगोपगोपीवृते, [8]कृपाजलधिसंश्रिते, [9]मम, [10]मनःसुखं, [11]भावय.

સાન્વયપદાર્થઃ—[1]अनंतगुणभूषिते અનંત ગુણોએ કરીને શોભાયમાન (અને) [2]शिवविरींचिदेवस्तुते મહાદેવ, બ્રહ્મા અને દેવતાઓયે સ્તુતિ કરેલાં [4]सदा નિરંતર [3]घनाघननिभे ઘાટા મેઘના સરખી કાંતીવાળાં ( તેમજ ) [5]ध्रुवपराशराभीष्टदे ધ્રુવ અને પરાશરને ઇચ્છિત ફલ દેવાવાળાં [6]विशुद्ध मथुरातटे વિશેષે કરીને શુદ્ધ એવાં મથુરાજી જેના કિનારા વિષે છે (અને) [7]सकलगोपगोपीवृते બધાં ગોપ અને શ્રીગોપીજનોએ કરીને વિંટાયેલાં (તેમજ) [8]कृपाजलधिसंश्रिते દયાના સમુદ્રરૂપી (શ્રીપ્રભુ) નો સારી રીતે આશ્રય કરીને રહેલાં એવાં (હે શ્રીયમુનાજી!) [9]मम મારા [10]मनःसुखं મનના સુખને [11]भावय વિચારો.

ટીકા—અનંત ગુણોયે કરીને શોભાયમાન અને મહાદેવ, બ્રહ્મા, અને ઇંદ્રાદિક દેવતાઓએ સ્તુતિ કરાયેલાં અને હમેશાં ઘાટામેઘના સમુહ જેવી કાંતિવાળાં તેમજ ધ્રુવ અને પરાશરને મનગમતું ફળ આપનારાં અને વિશેષે કરીને શુદ્ધ એવાં મથુરાજી જેના કિનારા વિષે છે;

સર્વ ગોપ અને ગોપીજનોએકઠીને વીંટાયેલાં અને દયાના સાગર-સદાનંદ-શ્રીપ્રભુનો આશ્રય કરીને રહેલાં એવાં હે શ્રીયમુનાજી! તમેજ મારા મનને સુખ જેમ થાય તેમ વિચારો.

ટીપ્પણ-विशुद्धमथुरातटे. આ ઠેકાણે શ્રીમથુરાજીને સર્વ દોષ રહિત અને વિશેષે કરીને શુદ્ધ એમ કહેલાં છે, તેથી ત્યાં પૃથ્વી વિગેરેના કોઇપણ દોષ સંભવતા નથી. એનું કારણ એ છે કે શ્રીભગવાને સૃષ્ટિના આરંભમાં પૃથ્વીઆદિ બધાં તત્વોને ઉત્પન્ન કરીને तत्सृष्ट्वा तदेव प्राविशत् એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે તે તત્વોના કારણપણાથી શ્રી-ભગવાન્ તેમાં પેઠેલાછે. તેથી શ્રીમથુરાજી શુદ્ધછે. વળી काश्यादिपुर्योय-दिसंति અને अयोध्या मथुरा. ઇત્યાદિ વાકયોથી પણ સર્વે જીવોને મોક્ષ આપનારાં છે. તેમાંપણ શ્રીયમુનાજીના કિનારાપર રહેલાં છે તેથી શ્રી-ભગવલ્લીલાનું સ્થળ છે. કે જે ઠેકાણે લીલાવિશિષ્ટ શ્રીભગવાન્ मथुरा-भगवान्यत्रनित्यंसान्निहितोहरिः ઇત્યાદિ વાકયોથી સદા રહેલા છે માટે विशुद्धमथुरातटे એમ કહ્યું. આ શ્લોકમાં બધાં પદોને સપ્તમી વિભક્તિ ગણીને પ્રભુનાં વિશેષણ જાણવાં.

श्लोकः–यया चरणपद्मजा मुररिपोः प्रियंभावुका
समागमनतोऽभवत्सकलसिद्धिदा सेवताम्॥
तया सदृशतामियात्कमलजा सपत्नीव यद्ध-
रिप्रियकलिंदया मनसि मे सदा स्थीयताम्॥५॥

पदानि–यया, चरणपद्मजा, मुररिपोः, प्रियंभावुका, समागमनतः, अभवत्, सकलसिद्धिदा, सेवताम्, तया, सदृशताम्, इयात्, कमलज, सपत्नी, इव, यत्, हरिप्रियकलिंदया, मनसि, मे, सदा, स्थीयताम्.

सान्वयपदार्थः–यया જેની સાથે समागमनतः સમાગમ થવાથી चरण-पद्मजा ગંગાજી मुररिपोः મુરનામે દૈત્યના શત્રુ ( શ્રીભગવાન્ ) ના प्रियंभावुका પ્રિયને કરનારાં(અને) सेवताम् (પોતાની) સેવા કરનારાંઓને

सकलसिद्धिदा સર્વસિદ્ધિ આપનારાં अभवत् થયાં तया તે ( શ્રીયમુનાજી ) ની સાથે सदृशताम् સમાન (બરોબરી) પણાને सपत्नी સમાન સૌભાગ્ય-વાળાં (સોક) એવાં कमलजा લક્ષ્મી इव જેમ, (તેમ) इयात् (કોણ) પામે ? यत् (यदि) જો (કદાચિત્) इयात् (સમાનપણાને પામે તો) कमलजा લક્ષ્મીજી इयात् પામે (એવાં) हरिप्रियकलिंदया હરિના પ્રિય ( જે ભકતો તે ) ના કલેશને ખંડન કરનારાં (શ્રીયમુનાજી) એ मे (मम) મારા मनसि મનમાં सदा સદાયકાળે स्थीयताम् રેહેવાય.

ટીકા—જેની સાથે મળવાથી ગંગાજી પણ ભગવાનના પ્રિયને (પ્રીતિને) કરનારાં અને પોતાની સેવના કરનારા જીવોને સર્વ સિદ્ધિઓ આપનારાં થયાં તે શ્રીયમુનાજીની સાથે બરોબરી, સરખાં સૌભાગ્યવાળાં લક્ષ્મીજીની પેઠે બીજું કોણ કરી શકે ? જો કદાચિત શ્રીયમુનાજીની બરોબરી કરે તો લક્ષ્મીજી કરી શકે. આવાં શ્રીયમુનાજી મારા મનમાં નિરંતર બીરાજો.

ટીપ્પણ—चरणपद्मजा આ ઠેકાણે चरणजा એટલુંજ માત્ર લખવાથી વાકયાર્થની સંગતિ મળે છે, તો પણ पद्म એ પદ લીધેલું છે, તેનો અભિપ્રાય એ છે કે, જેમ पद्मज એટલે બ્રહ્માજીએ, શ્રીભગવાનને જગતમાં રમવા સારૂ, તેની આજ્ઞા લઇને જગત્ બનાવ્યું, અને પોતે નીરપેક્ષ થઇને રહેલા છે. તેમ અહિં चरणपद्मजा એટલે ગંગાજી પણ પોતાનામાં રહેલી ભગવચ્ચરણના સંબંધવાળી રેણુવડે, સેવોપયોગી દેહને સિદ્ધ કરી, ભક્તિમાર્ગને પ્રકટ કરવાની, શ્રીભગવાનની ઇચ્છાને જાણી. અને તે બાબત પોતે અપેક્ષા નહીં રાખતાં, કેવળ ભગવત્ક્રીડાને સારૂજ ભગવદીયોને ઉત્પન્ન કરેછે. અહિં જગત્ બનાવવામાં બ્રહ્માજીને તો, પ્રભુની આજ્ઞા થવાની આવશ્યકતા બતાવી, પણ ગંગાજીને આજ્ઞા-નું કહ્યું નહીં. તેથી એવું બતાવ્યું છે કે શ્રીગંગાજીને શ્રીભગવાનનો સાક્ષાત્ સંબંધ હોવાથી તેઓ પ્રભુનો હાર્દ એટલે મનની વાત જાણે છે. અને એ વાત ખરી છે કે, સ્વામિના મનની વાતને જાણનારા અતિ ચતુર જનોને આજ્ઞા કરવી પડતી નથી. વળી ચરણ છે તે નિર્દોષ,

અને પૂર્ણ ગુણવાળું તેમજ ભક્તિરૂપ છે. તેથી તે ચરણથી થયેલાં શ્રીગંગાજીમાં પણ ચરણના ગુણો આવેલા છે. કારણકે એવો ન્યાય છે કે, કારણના ગુણો કાર્યમાં આવે છે. માટે સેવકોને સર્વ સિદ્ધિઓ આપે છે જ. એમ જાણવા સારૂ અહિં चरणज्ञा નહિં કહેતાં चरणपद्मजा કહ્યું છે.

मुररिपोःप्रियंभावुका—આ ઠેકાણે જેમ શ્રીયમુનાજી સાક્ષાત્ ભગવત્ સેવોપયોગી દેહને સંપાદન કરી, સેવકોની સૃષ્ટિ કરે છે અને તે સેવકોએ કરેલી સેવા વડે પ્રભુને પ્રિય કરનારાં અને સર્વ સિદ્ધિઓને આપનારાં છે. તેમ ગંગાજી પણ પોતાને શ્રીયમુનાજીનો સંગમ થયા પછી, તે શ્રીયમુનાજીમાં રહેલાં, જે સ્મરશ્રમ જલ બિંદુઓ તેના સંબંધથી સાક્ષાત્ સેવોપયોગી દેહ વિગેરેને સિદ્ધ કરી, સેવક સૃષ્ટિ કરવાપૂર્વક ભગવત્ સેવા કરાવી, પ્રભુને પ્રિય કરનારાં, અને સેવનારાઓને સર્વ સિદ્ધિઓને આપનારાં થયાં છે. કારણ કે જેનો જેમાં આવેશ થાય, તે તેનું કામ કરી શકે. જેમ કે શ્રીભગવાનના આવેશવાળા ભક્તજનો, શ્રીભગવાનનું કામ કરી શકે છે. તેથીજ कस्याश्चित्पूतनायंत्या ઇત્યાદિક શ્રીભાગવત્માં વાક્યો છે.

श्लोकः—नमोऽस्तु यमुने! सदा तव चरित्र मत्यद्भुतं न
जातु यमयातना भवति ते पयःपानतः ॥
यमोऽपि भगिनीसुतान्कथमुहंति दुष्टानपि
प्रियो भवति सेवनात्तव हरेर्यथा गोपिकाः॥८॥

पदानि—नमः[1], अस्तु[2], यमुने[3], सदा[4], तव[5], चरित्रम्[6], अत्यद्भुतं[7], न[8], जातु[9], यमयातनाः[10] भवति[11], ते[12], पयःपानतः[13], यमः[14], अपि[15], भगिनी-सुतान्[16], कथं[17], उ[18], हंति[19], दुष्टान्[20], अपि[21] प्रियः[22] भवति[23], सेवनात्[24], तव[25], हरेः[26], यथा[27], गोपिकाः[28].

सान्वयपदार्थः—यमुने[3] હે યમુનાજી! सदा[4] નિરંતર नमः[1] (તમને) નમસ્કાર

[2] अस्तु હો. (અને) [5] तव તમારૂં [6] चरित्रम् ચરિત્ર [7] अत्यद्भुतं અતિશય અદ્ભુત છે (કારણ કે) [12] तेतव તમારૂં [13] पयःपानतः પય (જલ) પાન કરવાથી ( જ ) [10] यमयातना યમ (રાજા) સંબંધી દુઃખ [9] जातु ક્યારે (પણ) [8] न નથી [11] भवति થતું (અને) [14] यमः યમ (રાજા) [15] अपि પણ [20] दुष्टान् દુષ્ટ (ખરાબ એવા) [21] अपि પણ [16] भगिनीसुतान् બ્હેનનાં છોકરાંઓને [18] उ અહો ( અરે ) [17] कथं કેમ [19] हंति મારે છે ? ( મારે નહીં ) [25] तव તમારી [24] सेवनात् સેવના ( સેવા ) કરવાથી [27] यथा જેમ [28] गोपीकाः ગોપીઓ ( તેમ ) [26] हरेः હરિ (દુઃખ હરનાર પ્રભુ) ને [22] प्रियः વાહાલો [23] भवति થાય છે.

ટીકા–હે શ્રીયમુનાજી! હું આપને નમન કરૂં છું અને તમારૂં ચરિત્ર અત્યંત અદ્ભૂત છે કેમ જે તમારૂ જલપાન કરવાથી યમરાજા સંબંધી નારકીક દુઃખ કોઇ કાળે પણ થતુ નથી. વળી યમરાજા પણ દુષ્ટ એવાપણ બ્હેનનાં છોકરાંઓને અરે કેમ મારેછે? નથી મારતા.(તેમજ) તમારી સેવા કરવાથી જેમ શ્રીગોપીજનો ભગવાનને પ્યારાં થયાં તેમ જે કોઇ તમારૂં સેવન કરે તે પણ ભગવાનને પ્યારો થાય છે.

श्लोकः–ममास्तु तव सन्निधौ तनुनवत्वमेतावता
न दुर्लभतमा रतिर्मुररिपौ मुकुंदप्रिये ॥
अतोऽस्तु तव लालना सुरधुनी परं संगमा-
त्तवैव भुवि कीर्तिता न तु कदापि पुष्टिस्थितैः ॥७॥

पदानि–[1] मम, [2] अस्तु, [3] तव, [4] सन्निधौ, [5] तनुनवत्वम्, [6] एतावता, [7] न, [8] दुर्लभतमा, [9] रतिः, [10] मुररिपौ, [11] मुकुंदप्रिये, [12] अतः, [13] अस्तु, [14] तव, [15] लालना, [16] सुरधुनी, [17] परं, [18] संगमात्, [19] तव, [20] एव, [21] भुवि, [22] कीर्तिता, [23] न, [24] तु, [25] कदा, [26] अपि, [27] पुष्टिस्थितैः.

સાન્વયપદાર્થઃ–મુકુંદપ્રિયે મુકિત દેનારા ભગવાનને પ્રિય ( હે શ્રીયમુનાજી!) तव તમારી संन्निधौ સમીપમાં मम મારૂં तनुनवत्वं શરીરનું નવાપણું (લીલામાં ઉપયોગી દેહની નવીનતા) अस्तु થાઓ एतावता એટલાથી ( શરીર પરિવર્તન માત્રથીજ ) मुररिपौ મુર દૈત્યના શત્રુ (ભગવાન્) માં रतिः પ્રીતિ दुर्लभतमा અતિશય દુર્લભ न નથી. अतः એ કારણમાટે तव તમારી लालना ( આ સ્તુતિરૂપી ) લાડ अस्तु હોય ( અને ) सुरधुनी શ્રીગંગાજી તે (પણ) परं કેવળ तव તમારા एव જ संगमात् સંગમથી क्षिति પૃથ્વીમાં कीर्तिता કીર્તન કરાયેલ ( છે. પણ તમારા શિવાય એકલાંને વખાણેલ નથી. તેમાં પણ ) पुष्टिस्थितैः પુષ્ટિમાર્ગમાં રહેલા ( જીવો ) એ तु તો कदा કયારે अपि પણ न ( તમારા શિવાય વખાણેલાં ) નથી.

ટીકા–મુકુંદ ભગવાનને પ્રિય એવાં હે શ્રીયમુનાજી! તમારી સન્નિધિમાં એટલે સમીપમાં લીલાને ઉપયોગી એવું મારા શરીરનું નવાપણું થાઓ. એટલાથી એટલે શરીર પરિવર્તન માત્રથી શ્રીભગવાનમાં પ્રીતિ થવી અતિશય દુર્લભ નથી. પરંતુ ઉલટી, તનુનું નવાપણું થવાથી પ્રભુમાં પ્રીતિ થવી સુલભ થઇ પડે છે. એ કારણમાટે તમારી સ્તુતીરૂપી લાલના હો. અને શ્રીગંગાજી પણ તમારાજ સંગમથી પૃથ્વીમાં અત્યંત કીર્તિને પામેલાંછે એટલે સેવકોને ઇચ્છીત ફળ આપનારાં છે; એમ ગંગાજી વખણાએલાં છે. એકલાં ગંગાજીને વખાણેલાં નથી, કદાચ વખાણેલાં હશે તો મર્યાદામાર્ગીય જીવોએ વખાણેલાં હશે. પુષ્ટિમાર્ગમાં રહેલા જીવોએ તો એકલાં ગંગાજીને કયારે પણ વખાણેલાં નથી. કારણ કે स्रोतसामस्मिजान्हवी એ વાકયથી શ્રીગંગાજીને વિભૂતિરૂપ કહેલાં છે માટે, એકલાં ગંગાજી પુષ્ટિમાર્ગનું ફલ દેઇ શકતાં નથી તેથી પુષ્ટિસ્થ જીવોએ વખાણેલાં નથી.

श्लोकः—स्तुतिं तव करोति कः कमलजासपत्नि! प्रियः
हरेर्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ॥
इयं तव कथाऽधिका सकलगोपिकासंगमस्म-
रश्रमजलाणुभिः सकलगात्रजैः संगमः ॥ ८ ॥

पदानि—स्तुतिं, तव, करोति, कः कमलजासपत्नि, प्रिये, हरेः यदनुसेवया, भवति, सौख्यम्, आमोक्षतः इयं, तव, कथा, अधिका, सकलगोपिकासंगमस्मरश्रमजलाणुभिः सकलगात्रजैः संगमः

સાન્વયપદાર્થઃ-कमलजासपत्नि હે લક્ષ્મીજીના સમાન સૌભાગ્યવાળાં प्रिये હે પ્રિયે ! (હે શ્રીયમુનાજી!) तव તમારી स्तुतिं સ્તુતિને कः કોણ करोति કરે છે ( કોઇ કરી શકતું નથી). (કારણકે) हरेः હરિ ( દુઃખ હરનાર ભગવાન ) સંબંધિ यदनुसेवया જે લક્ષ્મીજીની અનુસેવા તેણે કરીને आमोक्षतः મોક્ષ પર્યંત सौख्यं સુખ भवति થાય છે. (અને) तव તમારી इयं આ कथा (મહાત્મ્ય) કથા अधिका (સર્વથી) અધિક છે (જે) सकलगात्रजैः સર્વ અંગથી ઉત્પન્ન થયેલા એવા सकलगोपिकासंगमस्म-रश्रमजलाणुभिः સર્વ ગોપીજનના સમાગમથી થયેલા કામ સંબંધિ જે શ્રમજલના બિંદુઓ તે સાથે संगमः સમાગમ (થાય છે).

ટીકા—શ્રીલક્ષ્મીજીની સમાન સૌભાગ્યવાળાં અને શ્રીભગવાનને વહાલાં એવાં હે શ્રીયમુનાજી ! તમારી સ્તુતી કોણ કરી શકે ? ( કોઇ નહીં). કારણકે ભગવાનની પાછળ શ્રીલક્ષ્મીજીની સેવા કરવાથી મોક્ષ સુધીનું સુખ મળે છે અર્થાત્ શ્રીભગવાન સહીત જે શ્રીલક્ષ્મી-જીની સેવા કરે તો મોક્ષ સુધીનું સુખ થાય છે પણ ભગવાનને છોડી-ને એકલાંજ શ્રીલક્ષ્મીજીને સેવે તો તેમાંથી કલેશને પામે છે. અને તમારી આ કથારૂપી મહાત્મ્ય સર્વથી અધિક છે ( કેમકે તમારી સેવ

.નાથી તો તમારા ભકતને) બધાં શ્રીગોપીજનોના સમાગમથી થયેલા કામ સંબંધી સર્વ અંગથી ઉત્પન્ન થયેલાં જે શ્રમ જલના બિંદુઓ તેમની સાથે સમાગમ થાય છે. જેથી તેને લીલાની પ્રાપ્તિ થાય છે.

ટીપ્પણ—कमलवासपत्नि આ ઠેકાણે, શ્રીયમુનાજીને શ્રીલક્ષ્મીજીના સપત્ની કહ્યાં છે. તેનો અભિપ્રાય એ છે કે, શ્રીયમુનાજીનો સ્વભાવ શ્રીલક્ષ્મીજીના સ્વભાવ કરતાં વિરૂદ્ધ છે. માટે સપત્નીપણું છે. કેમ જે શ્રીલક્ષ્મીજી છે તે પ્રમાણ સિદ્ધ બ્રહ્માનંદરૂપ છે. માટે પ્રમાણભૂત વેદ વાકયોવડે, શ્રીલક્ષ્મીજીના મહાત્મ્યનું વર્ણન કરવું બની શકે છે. અને શ્રીયમુનાજી તો લીલામાં રહેનારાં છે. માટે પ્રમાણથી અતીત (જુદા) એવા પ્રમેયના આનંદરૂપ છે. તેથી यतोवाचोनिवर्त्ततेऽप्राप्यमनसासह ઇત્યાદિ શ્રુતિઓથી પણ સ્તુતિ કરી શકાતાં નથી. એ રીતે શ્રીયમુનાજીનો સ્વભાવ શ્રીલક્ષ્મીજીના સ્વભાવ કરતાં વિલક્ષણ છે. માટે સપત્ની કહ્યાં છે. અને લોકવેદમાં શ્રીલક્ષ્મીજીને સ્તુત્ય ( સ્તુતિ કરવા લાયક)પણું અને ભગવત્પણું કહેલું છે, તે શ્રીભગવાનના સંબંધથી છે. ભગવત્ સંબધ વિના તો ઉલટું નિંદપણું છે. તેમાં પણ જેટલું શ્રીભગવત્સંબંધનું ઓછા વધતાપણું હોય, તેટલું તેમાં સ્તુત્યપણું પણ ઓછા વધતું જાણવું. વળી સપત્ની એટલે સમાન સૌભાગ્યવાળાં કહ્યાં છે. અને બીજી ભગવત્ પત્નીઓને શ્રીલક્ષ્મીજીના અંશપણું કહ્યું છે. તેથી योयदंशः स तं भजेत् જે જેનો અંશ હોય તે તેને ભજે. એવા ન્યાયથી ઉપર કહેલી ભગવત્ પત્નીઓને શ્રીલક્ષ્મીજીને આધીનપણું આવેછે. અર્થાત્ શ્રીલક્ષ્મીજીને આધીન હોયછે. અને શ્રીયમુનાજી તો સમાન સૌભાગ્યવાળાં છે. તેથી શ્રીલક્ષ્મીજીની માફક સ્વતંત્ર છે. એમ સમજવું हरेर्यदनुसेवया આ ઠેકાણે આટલું સમજવાનું છે કે, ભગવાનની સાથે લક્ષ્મીજીની સેવા કરાય એટલે ભગત્સેવા કરીને પછી ગૌણતાથી લક્ષ્મીજીની સેવા કરે તો, મોક્ષ પર્યંતનું સુખ થાય, તેમાં પણ સાયુજ્ય તો મળતું નથી. કારણ કે શ્રીપુરૂષોત્તમનું સાયુજ્ય મળવું તે તો, ભકિતમાર્ગની રીત પ્રમાણે માત્ર ભગવત્સેવા કરવાથીજ મળે છે. બીજી કોઇપણ રીતે મળતું નથી. તેથીજ શ્રીમહાપ્રભુજીએ તત્ત્વદીપ નિબંધમાં કહ્યું છે કે " आविर्भूतः